॥ ओ३म् ॥

સ્ત્રી ઉપયોગી

# બાળવૈદ્ય

દોહરા.

પ્રથમ દાન અન્ન દાન છે, બીજું ઔષધ દાન;
ત્રીજું દાન તો જ્ઞાન છે, નહી કો તેહ સમાન.
ભલી ભલી વિદ્યા ભણ્યો, ઔષધનું નહિ જ્ઞાન;
નર તે ગો નાદાન છે, દિનદિન થતો હેરાન.

: લેખક :

ઘેલાભાઇ પુરૂષોત્તમદાસ વ્યાસ.
સ્કૂલ માસ્તર

: કિંમત

૦-૪-૦

# પ્રસ્તાવના

સ્વદેશમાં ધંધો હતો, વતનમાં સૌ રહેતા, ત્યારે સ્ત્રીઓને તેમની માતાઓ બાળવૈદુ શીખવતી. પણ જ્યારે ધંધાર્થે પુરૂષો પરદેશમાં સ્ત્રીઓને લેઇ જવા લાગ્યા, ત્યારે તે જ્ઞાન નાશ પામ્યું ને બચ્ચાના મંદવાડમાં જુવાન માતાઓ ગભરાવા લાગી. તે વખતે સહજ મંદવાડમાં વૈદ દાક્તરનાં ઘર ભારે ફી આપી શોધવાં પડયાં. ને સ્ત્રીઓ વૈદામાં અજ્ઞાન રહેવા લાગી. ગામડામાં વૈદ મળવા ન લાગ્યા. આવી સ્થિતિ જોવાથી મને પ્રેરણા થઈ કે હવે સ્ત્રી કેળવણી વધી છે. માટે ભણેલી બેનો તેનો સારો ઉપયોગ કરશે ને દેશી દવાઓ ઉપયોગમાં લેશે.

બાળ વૈદકનું જ્ઞાન મને મારી માતુશ્રીએ આપેલું હતું. હું વૈદકનો શોખીન, તેમ મારી નોકરી ગામડામાં હોવાથી મેં દવા આપવાનું શરૂ કરેલું. તેથી અનુભવ સાથે કેટલીક સાચી દવા મળેલી. તેથી હીંમત રાખી આ પુસ્તક લખ્યું.

આ પુસ્તક તપાસવામાં મહેમદાવાદના વૈદ બાપાલાલ મથુરભાઇ, વૈદરાજ ભાઇશંકરભાઇ તેમ પાટણ આયુર્વેદિક કોલેજમાં ચોથા વર્ષમાં પાસ થયેલ ચીમનલાલ અમૃતલાલે તપાસી જોઇ, સારો અભિપ્રાય આપેલો તેમનો હું આભાર માનું છું. આ પુસ્તક છપા- મારા આર્યબંધુ પટેલ ભોગીલાલ રણછોડલાલે સારી મદદ કરી છે.

**મુ. મહેમદાવાદ** લી.

**નાગરકુઇ** **ઘેલાભાઇ પુરૂષોત્તમદાસ વ્યાસ.**

---

આ ચોપડી ધર્માદાખાને ગરીબોને આપવાથી ગરીબોની આશીશ મળશે. માટે દાતારોએ આ ધ્યાનમાં લેવું.

# સાંકળીયું.



## પ્રકરણ ચોથામાં લખેલા રોગનાં નામ.

| | | | |
|---|---|---|---|
| તાવની દવા | મબારકી | ઉપલીયાની | લાળની |
| ઝાડાની દવા | ભાર રહ્યાની | કોહોની | હેડકીની |
| મરડાની દવા | ડુંટી પાકની | દૂધ પચાવવાની | આફરાની |
| ઉદરસની દવા | આંબળની | દાઝેલાની દવા | બરોળની |
| ઉટાંટીયાની | મુત્રબંધ થયાની | સરદીની | ઝાડાનો બંધકોશ |
| ઉલટીની | બહુ મુત્રે તેની | ઉંદરીની | નસકોરી |
| સસણી કે વરાધની | માટી ખાનારની | ફોલ્લીયોની | રતવાની |
| ચરમની દવા | બાળક વધે નહિ તેની | વાછુટની | મેંસ પાડવાની રીત |
| તાણની દવા | આંખ રોગની | વાગ્યાની | ખસની |
| ગળુ પડવાની | વાખદની | નાકનો આગરૂ | ખરજવાની |
| થુલીયાની | કારની | સળેખમ | ચર્મની ગોળી |
| વાવળી | ખોડાની | ગાલ પચેરીયાં | કમળની |
| કમળાની | વાચા ઉઘવાની | | |

# પ્રકરણ ૧ લું.

## બાળકોનાં ઘસારવાં.

બાળકો હમેશાં નિરોગી રહે, અને તેના પેટનાં આંતરડાં સાફ રહે. જઠરાગ્નિ હમેશ કાયમ રહી શકે. અને ઋતુઓના ફેરફારથી કે રોગના વાવર ચાલતા હોય તેમાંથી બચાવા ઘસારવાની જરૂર છે. અને એ જ્ઞાન આપણી વૃદ્ધ માતાઓને હતું તેથી જુવાન બાલ માતાઓને સેજ સેજ પણ ઘસારવા પાવાનું જ્ઞાન આપવામાં આવતું. અને તે રસ્તે જુવાન સ્ત્રીઓ આપ્યા કરતી હતી. અને બાળકોને તેનો લાભ મળ્યા કરતો, માટે ઘસારવાં સંબંધી દરેક માતાએ શીખી લેવાનું છે, ને ઘસારવા પાવાનું માપ પણ જાણવાનું છે. આ ઘસારવાં ઝેરી નથી. તેથી ગભરાવાનું નથી. તેને પથરની ઓરસડી ઉપર ઘસીને એકંદર નાની છીપોલી કે નાની ચમચી જેટલો ઘસેલો પાતળો ભાગ બાળકને ધીમે રહી પાવો. તેથી બાળક નિરોગી રહેશે. ને ઝાડો સાફ આવશે. ઉમરના પ્રમાણમાં ઘસારો વધારવો.

### આ ઘસારવાં ત્રીજે દિવસે પાવાનો રીવાજ રાખવો.

૧ પ્રથમ તો બાળકને ચોખ્ખુ દિવેલ અઠવાડીયે આપતા રહીયે તો પેટ સાફ જ રહેશે ને બીજા વ્યાધિ દૂર રહેશે. દીવેલ બહુ જ રેચક બાળકને માલમ પડે તો દીવેલ ઉમરના પ્રમાણમાં પાવલીભારથી શરૂ કરવું. ને તદન બાળક નાનું હોય તો દીવેલમાં ગરમ ઘી પાવલીભાર મેળવીને આપવું કે દીવેલમાં જે બહુ રેચક ગુણ છે. તે કમી થશે. એટલું જ નહિ પણ ઘીના સંયોગે બાળકના શરીરમાંથી કસ કાઢી નહિ શકે. ને બાળક પુષ્ટ થતું જશે. આ પ્રયોગ અનુભવ સિદ્ધ કરેલો છે. જે દિવસે દીવેલ પાવું હોય તે દિવસે ઘસારવાં પાવાની જરૂર નથી. દીવેલ રૂ ૦॥ ભારમાં રૂ ૨) ભાર ગરમ પાણી નાંખી ચોળીને દૂધ જેવું કરી પાવું. તાવ હોય તો ઘી નાંખવું નહિ.

## ઘસારવાંની ચીજો.

૧. મોટી હરડે—હરડ જાતે રેચક છે ઝાડો ઉતારેછે. તે શરીરમાં ખોટી ગરમી હોય તો સાફ કરે છે. જીવન શકતી આપનાર છે માટે પ્રથમ હરડના પાંચ સાત લસરકા ઘસવા.

૨. કરિયાતું—આ તાવનો નાશ કરનાર છે. તેમ લોહી સાફ કરનાર છે. કરીયાતાનો આખો છોડ બજારમાં મળે છે, તેમાંથી મૂળ તરફનો જાડો ભાગ મૂળ સહીત કટકો ઘસારવા માટે રાખવો. તેના પણ પાંચ સાત લસરકા ઘસવા.

૩. વાવડંગ—આનાં મરીના દાણા જેવાં હલકાં બીજ આવે છે. તેમાંથી બે ત્રણ કણ ઘસવા.

૪. વાભૂભૂ—એ ફૂલ છે. પણ વાયુનો નાશ કરનાર ચીજ છે. તેના પણ પાંચ લસરકા ઘસવા. તેથી ઝાડામાં ફીણ આવતું બંધ થશે.

૫. પાનની જડ—આ ગરમી આપનાર ચીજ છે. ઉદરસ મટાડનાર છે તેના પાંચ લસરકા ઘસવા—આ દવા બાળકને સતેજ કરે છે.

૬. ઈંદ્રજવ—કડાનાં ઝાડનાં બીજ છે. તે શેકીને ઘસારવામાં ઘસવા તાવ તથા વાયુ નાશક છે. દાણા બે ત્રણ લેવા.

૭. સંચળ ખાર—આ ખાર છે. તેમાં રાતુ સંચલ આવે છે. તેનો કાંકરો ઘસારવામાં રાખવો. તેમાંથી પાંચ સાત લસરકા ઘસવા ઉધરસ મટે છે.

**આ ઘસારવાં સિવાય નીચેની ચીજો ઘરમાં રાખવાની છે. કે બાળક માંદુ પડચે એકદમ બજારમાં દોડવું ન પડે.**

૧. મરડાશીંગ—મરડો બંધ કરે છે.

૨. બોદારસંગ—માટી ખાનાર છોકરાને ઘસીને પાવાથી માટી

નીકળી જાય છે. આ દવા ઝેરી નથી, રેચક છે. એકાદ બે ઝાડા થાય તેટલી આપવી. ચામડીનાં ચાંદા પર ચોપડવામાં આવેછે.

૩ રેવંચીનો શીરો—આ રેચક છે. મગના દાણા જેટલી પવાય. રેચ લાગે છે. ને ઉલટી પણ થાય છે—ઝેરી નથી. સોનાગેરૂ ખવરાવ્યાથી ખાધેલી માટી નીકળી જાય છે.

૪. એળીયો—આ દવા રેચક છે. ડુટી ઉપર ચોપડાય છે ઘેન હોય તો માથે ચોપડાય છે. જુલાબ થાય છે ને તાવનો નાશ કરનાર છે પેટ સાફ રાખે છે. લોહી સાફ કરે છે.

૫. આંબાહળદર—આ દવા ઉધરસ મટાડે છે ને લોહી સાફ કરે છે.

૬. કડુ—આ દવાના મૂળીયાં કાળા રંગના છે. તે તાવ ઉતારે છે. ઝાડો કરે છે. મળ બાઝી ગયેલો કાઢે છે. તેને શેકીને એક આની ભાર ભૂકીમાં પાપડીયો ખાર બે રતી નાંખી પાવી.

૭. મીંઢળ—આ ફળ છે, તે છાતીમાં કફ બોલતો હોય તો પાણીમાં ઘસીને તેમાં જરા સિંધવ ઘસી પાવાથી ઉલટી થઇ કફ નીકળી જાય છે. ો। વાલ જેટલું પાવું.

૮. નસોતરનું મૂળ—આ રેચક છે છોકરૂ રેચની દવા ના પીતું હોય તો પાવલીભાર ઘસીને ચાના પ્યાલામાં નાંખી પાઈ દેવું. કડવું નથી. ખાંડ સાથે પણ ઉમર જોઇ અપાય. નાના બચ્ચાને વાલ ૧ થી ૨.

૯. જેઠીમધનું મૂળ—આ દવા ઉધરસ વખતે કામની છે, તે ઘસીને પાવી. મીઠી ગળચટી છે, ગળુ સાફ કરે છે.

૧૦. ટંકણખાર—ઉધરસ તથા મોં આવ્યું હોય તો મધ સાથે ચટાડાય છે. થુલીઓ મટે છે, મોંનાં ચાંદા મટે છે,

૧૧. કળી ચુનાનું નીતરેલું પાણી બાળકને બહુ ઉપયોગી છે. ચૂક-અજીર્ણમાં દૂધ સાથે અપાય છે.

૧૨ **અતિ વિખની કળી**—આ દવાની લસણુની કળી જેવી કળીઓ આવે છે. ગાંધીને ત્યાં મળે છે ઉના તાવ ઉતારે છે. ઝેરી નથી. પાંચ ઘઉ ભાર ત્રણુ વખત થઇને અપાય છે.

૧૩. ખાખરાના બીજ જેને પીત પાપડો કહે છે. તે દવા ચરમ પડયા હોય ત્યારે પવાય છે ૦ા પીતપાપડો પવાય છે—આ દવા બહુ પાવાની નથી ઘસીને પાવી.

૧૪. **કાકડાશીંગ**—ઉધરસમાં કામ આવે છે.

૧૫. **ગોરૂ ચંદન**—ગાયના પેટમાંથી નીકળે છે. વરાધમાં કામ આવે છે. ને શરીરને ગરમી આપે છે.

૧૬. **શીળાના કાંટા**—શીળો જાનવર થાય છે. તેના શરીર ઉપર ચામડી સાથે કાંટા થાય છે તે શેકીને વરાધમાં પવાય છે. વાલ ૧

૧૭. **કરચલા**—તથા કાચબાની પીઢ વાલ બેથી ૩ પાણીમાં ઘસી વરાધમાં પવાય છે.

૧૮. **ઝેરી ટોપરાના કડકા**—એ તાવમાં ને વરાધમાં પવાય છે.

૧૯. **સાપોટો**—આ દવા વાઘરીને ઘેર મળે છે તે દવા ગરમ છે. ને જુલાબ થાય છે ને માથે વરાધનું ઘેન હોય તો ચોપડાય છે. વરાધ ઉપર આ દવા સારી છે. આ દવા શાહુડી જાનવરના આંતરડાનો મળ છે વાલ બે પવાય છે.

૨૦. **નાગલા દુધેલીનું મૂળ**—પેટનો ભરાવો ને ઘેન હોય તો તાજુ મૂળ લાવી ભરસાડમાં પકવી ઘસીને ૨ ૦ા પાણી પાવાથી સુસ્તી ઉડી જાય છે ને કંઠ સાફ થાય છે.

૨૧. આકડાના લીલાં મૂળ ભરસાડમાં શેકી છાલ ઘસીને પાવાથી સરદી નાશ પામે છે. ને કફ નીકળી જાય છે. વાલ ૧.

૨૨. દેકામાળી એ ઝાડનો ગુંદર છે. તાવ ઉપર ઘસીને વાલ બે છમકારી પવાય છે. રતવાવાળાં બાળકને રતી ૧ ખવરાવતાં પાવી.

## પ્રકરણ ૨ જું

### બાળકોને રોગ થવાનાં કારણ.

નિરોગી માબાપથી પેદા થયેલાં બચ્ચાં નિરોગીજ જન્મે છે એટલુંજ નહિ. પણ તેને રોગો જલદીથી પકડી શકતા નથી. આથી દરેક સ્ત્રી પુરૂષને સમજાશે કે નિરોગી શરીરવાળાં માબાપનાં બચ્ચાંજ નિરોગી જન્મે છે, જો તે પર ધ્યાન નહિ રાખો તો માબાપને બચ્ચાં જીંદગીભર દુખમાંજ પીડાય છે ગરમી ચાંદી ઉપદંશ ક્ષય વાળાં માબાપનાં છોકરાં તો દર્દ લઇને જન્મે છે. પછી માબાપો ઓસડવેસડ કરી કાયર થતાં પણ સુખ મળતું નથી.

કેટલીક સ્ત્રીઓના કોઠે રતવા હોય છે. તેની દવા કરી લોહી શુદ્ધ થયા સિવાય પ્રજા ઉત્પન્ન કરવાથી બાળક રતવાના દુઃખે પીડાય છે.

કેટલીક વખત માતા ખાવા પીવા અને ધવરાવવામાં બુદ્ધિ પૂર્વક ભૂલ કરે છે. તેથી પણ બાળક માંદુ થાય છે.

સિવાય માબાપની માવજતમાં ખામી બે કાળજી અને ગફલતમાં રહેવાથી બાળક માંદુ પડી જાય છે.

આવા વખતમાં શા કારણથી બાળક ને રોગ લાગુ થયો તેનો નિર્ણય કરવો. જો આપણી ભૂલથી બનાવ બન્યો હોય તો ભૂલ સુધારી લેવી. ઘણી ખરી વાર તો રાત્રે બાળક માની સોડમાંથી ખસી જવાથી ટાઢે મરીને હેરાન થાય છે. એટલું નહિ પણ તેમાંથી તાવ સરદી સળેખમને ઉદરસ લાગુ થઇ જાય છે. વળી રાત્રે ઘોડીયામાં નાંખી મૂકવાથી પણ ઉપર પ્રમાણે બને છે.

## પ્રકરણ ૩

### રોગ પારખવાની નિશાની

સાધારણ રોગનાં નામથી તો સ્ત્રીઓ જાણીતી છે. છતાં પણ રોગના પ્રકાર તે ઓળખી શકતી નથી.

ઘણા ખરા રોગ ઝાડાની સ્થિતિ ને રંગ ઉપરથી પરખાય છે. તે વિષે થોડુ લખુ છું કે માને સમજ પડે.

તાવ આવતો હોય તો પેટ કેવું રહે છે તે જોવું. ઝાડો થાય છે કે નહિ તે જોવું. તાવ ચઢ ઉતરનો છે કે રાત દિવસ કાયમ રહે છે. તેનો તપાસ કરવો ને કાયમ તાવ રહેતો હોય તો તાકીદે દવા શરૂ કરવી. એટલે કડવો ઉકાળો દિવસમાં ત્રણ વખત આપ્યાજ કરવો.

મંદવાડમાં બાળકના ઝાડાના રંગ જુદા જુદા હોય છે તે ઉપરથી રોગ પરખાય છે. ને વાયુ કફ કે ગરમીનો આજાર માલમ પડે છે.

૧. જો ઝાડો પાતળો ને ધોળો હોય તો જાણવું કે તેને અજીર્ણ થયું છે હોજરીમાં દૂધ પચતું નથી. પીત થતું નથી.

૨. લીલો ઝાડો હોય તો શરદી થઇ છે. અને ઝાડો આંતરડામાં ભરી રહેલો નીકળતો નથી. ને ગંધ મારે છે.

૩. જો ઝાડો પાતળો થતો હોય ને ઝાડામાં બીજ જેવા દાણા માલમ પડતા હોય તો તેના પેટમાં જંતુ છે ને તે જંતુ બાળકની શક્તિ ઘટાડે છે.

૪. ઝાડામાં આમ પડતા હોય તો, આંતરડામાં શોજા છે અને સરદી થઈ ગઇ છે તેથી આંતરડામાં કોવાણ થાય છે.

૫. ઝાડામાં લોહી પડતું હોય તો આંતરડામાં ચાંદાં પડેલા છે. એમ સમજવું.

૬. ઝાડો ફરરર ફરરર વારંવાર થતો હોય તો હોજરીમાં ઝેરી વિકાર થયો છે. એમ સમજવું તેનું બીજુ કારણ અજીર્ણ પણ હોય છે.

૭. જો ઝાડો કાળો કાટયડા જેવો હોય કે કબજીયત રહેતી હોય તો માટી ખાય છે એમ સમજવું.

૮. ઝાડો પીળો અને સાધારણ બંધાઇને આવતો હોય તો નિરોગી સમજવું.

૯. ઝાડો લીલો ચીકણો ને ગંધાતો હોય તો મળારકી થઇ છે. છે એમ સમજવું.

૧૦. ઝાડો ઘણોજ લીલો હોય તો વાયુનું જોર છે ને વાવળી થઇ છે સમજવું.

૧૧. ઝાડાની કબજીઅત હોય, ઉપર ઉપરથી થતો હોય, ઝાડામાં બીજ જેવા ઘણા માલમ પડતા હોય. તેની સાથે તાવ જારી રહેતો હોય, તો વરાધ કે સસણી થશે એમ જાણવું. આ વખતે નીચેની છેલ્લી પાંસળીઓ નીચે ખાડા પડે છે ને શ્વાસ લેવામાં હરકત માલમ પડે છે.

૧૨. પેશાબ પીળો અગર રતાશપર થતો હોય તો ઝીણો તાવ હમેશ રહે છે ને ગરમી વધી ગઇ છે જાણવું.

૧૩. પેટ કઠણ રહેતું હોય તો ભાર રહ્યો છે, એમ જાણવું અને તાવ પણ જોડે હોય છે.

૧૪. બાળકના ગળામાં ઘૂર ઘૂર થતું હોય તો છાતીમાં કફ વધ્યો છે જાણવું.

૧૫. બાળક ચીસો પાડતું હોય તો ચૂકાય છે તેમ જાણવું.

૧૬. બાળક માથુ પંપાળતું હોય તો માથામાં પીડા થાય છે, એમ જાણવું.

૧૭. બાળક રો રો કરતું હોય તો અમુઝાય છે એમ સમજવું. અથવા પેશાબ ઝાડો થતો નથી એમ જાણવું.

૧૮. બાળકને તાવ હોય. મોં ગંધાતું હોય, આંખ દુખતી હોય બાળક રાત્રે ઝબકતું હોય, દાંત કકડાવતું હોય. ને ગુદામાં હાથ ઘાલી વલુરતું હોય તો ચર્મ જાણવા.

૧૯. બાળક ઉંઘમાં ઝબકતું હોય તો ખુલ્લા વાયુની જરૂર છે એમ સમજવું. મગજની પીડા છે.

૨૦. બાળકને ધાવણ પચતું ના હોય, ઉલટી થતી હોય. ને ગળુ સુકાતું હોય તો ગળામાં ચોરીયા જાણવા. ને હોજરી નબળી પડી ગઇ જાણવી. તથા પીતની આવક નથી. તેથી ઝાડા પણ થયાજ કરે છે, ને રંગે ધોળા હોય છે.

૨૧. ચામડી ઉપર ફોલ્લીઓ ને ગડગુમડાં નીકળતાં હોય તો લોહી બિગાડ સમજવું.

૨૨. ચામડીમાં રાતાં ચકામાં રાતી ગાંઠો સુવાળી જગાએ રતાશ માલમ પડતી હોય તો રતવા જાણવો.

૨૩. તાળવામાં ખાડો પડયો હોય તો છોકરૂ ગળી જાય છે એમ જાણવું.

૨૪. છોકરૂ દશ મહીનાનું થયું હોય ને, આંખો આવે કે ઝાડા થાય તો જાણવું કે દાંત આવવાના છે.

૨૫. છોકરૂ ધવરાવ્યા છતાં પણ રોતું હોય તો તેના પેટમાં પીડા છે ને ચૂકાય છે એમ જાણવું.

૨૬. જીભ ઉપર ધોળી છારી બાઝી હોય તો અજીર્ણ જાણવું.

## પ્રકરણ ૪ થુ

### બાળકોના રોગના ઉપાય (૧)

૧. તાવ આવતો હોય તો પ્રથમ તો તાવ આવવાનું કારણ શોધી કાઢવું.

૨. અજીર્ણથી તાવ આવતો હોય તો જુલાબ આપ્યા પછી કરિયાતું ઇંદ્રજવને કડુ ઉકાળીને મધ સાથે દિવસમાં ત્રણ વખત આપવું. આને કડવો ઊકાળો કહે છેઃ રૂ, ૦ાા ભાર.

૩. દેકા માળી છમકારીને ત્રણ વખત પાવી.

૪. ભોંય આંબલીના પાંતરાની ચા ત્રણ વખત સાંજ સવાર ને બપોર પાવી. તેમાં કાળીજીરીને ઇંદ્રજવ નાંખવા. રૂ. ૧) ભાર.

૫. કાચકીના પાનનો રસ છમકારી ત્રણ વખત પાવો.

૬. લીમડાની શળીયોનાં ડીટાં ઉકાળી ત્રણ વખત પાવાં.

૭. કોલંબાની ગાંઠ ઘસીને ત્રણ વખત પાવી.

૮. અતિવિષની કળી પાણીમાં ઘસી મદ સાથે ત્રણ વખત પાવી. રતી ૧.

૯. તાવ સાથે ઉધરસ હોય તો કરીયાતું. જેઠીમધ, કાકડાશીંગ અતિવીષની કળી પાણીમાં ઘસી મધ સાથે ત્રણ વખત પાવી.

૧૦. ટાઢ સાથે તાવ આવતો હોય તો તુળશીના પાન તથા મરી. ને કાચકાની સેકેલી મીજ સમાન ભાગે ત્રણે લેઇ વાલ ૨, પાણી સાથે પાવી.

૧૧. તાવનું જોર વધારે હોય ને શરીર આખુ ગરમ થતું હોય તો ધાણા વળીઆરીને સાકરનું પાણી પાવું ને શરીર ઉપર અરીઠાનું ફીણ ઘસીને આખા શરીરે ચોળવું. ભીની માટી માથે બાંધવી. ત્રણે ચીજ સરખી લેવી.

૧૨. સમુદ્રફળના બીજને બકરીના દૂધમાં ઘસીને ચોળવું.

૧૩. ભારનો તાવ હોય તો પેટે નીચે મુજબ બંધારણ બાંધી મળને પકવવો, પછી જુલાબ આપવો. ખીચડી ભાત ને ગરમ કરી પેટે બાંધવો.

૧. બામ બાફી પેટે બાંધવી, ને બામનું પાણી છીપોલીમાં વાલ ૧ મીઠું નાંખી ત્રણ વાર પાવું.

૨. મહુડાને બાજરી બાફી પેટે બાંધવાં

૩. હાથ થોરનું લાબરીયું ભરસાડમાં ઘાલી બફાયા પછી પેટે બાંધવું દી. ૩

૪. બકરીની લીડી, મહુડાં ગાણીનો ઘાસ ને જુની ઈંટનો ભુકો દીવેલ નાંખી શીરો કરી પેટે બાંધવો.

૫. ગટ બોરડીનાં પાન ભાજી પેરે બાંધવાં.

૬. ફુટી આસપાસ એળીઓ ભરવો.

બંધારણુ બે ત્રણુ દિવસ બાંધ્યા પછી સોનામુખી હીમજ પાપડીઓ ખારો સુંઠ ને ગોળ નાંખી ઉકાળો કરીને રૂ, ૧) ભાર સવારમાં આપવો તેથી જુલાબ લાગી નીકળી જશે નસોતરના મૂળનો જુલાબ ઉમરના પ્રમાણુમાં ખાંડ સાથે છ માસના છોકરાને ૧ છીપોલી ઘસારો, ચામાં નાંખી પાવો. રેવંચીનો શીરો મગની દાળ જેટલો અને અનાજ ખાતો હોય તો ચણાની દાળ જેટલો પાણીમાં ઘસી પાવો.

૧૪. મુદતીયા તાવમાં ઝાડાનો ખુલાસો રહે તેમ કરવું. ને દૂધ કાંજી આપતા રહેવું. ને તાવનો કડવો ઉકાળો ત્રણુ વખત રૂ ૧)ભાર પ્રમાણે આપવો.

૧૫. ગળોના વેલા લાવી છુંદી ખોખરા કરી ઉકાળીને મધ નાંખી પાવું.

૧૬. લીબડાની અંતરછાલ ઉકાળી તેમાંથી બબ્બે ચમચી ત્રણુ વખત પાવી.

૧૭. કવીનાઇનની પડીકીઓ મળે છે તેમાંથી એક ઘઉભાર સવારમાં તાવ ન હોય ત્યારે લીંબુના રસમાં પાણી સાથે પાવી.

૧૮. પાણી ખૂબ ઉકાળી તેમાં ચપટી રાઇ વાટીને નાખી તેનો બાફ આપવો.

૧૯. અરડુશીના ત્રણુ પાન ઉકાળીને ત્રણુ વખત છીપોલી ભરી પાવાં.

૨૦. લીમડાના પાન પાંચ સાત ઉકાળીને ત્રણુ વખત બબ્બે ચમચી પાણી પાવું.

૨૧. તાવમાં માથું ગરમ રહે તો માટી પલાળી કપડામાં વીટી માથા ઉપર મૂકવી. માટી ભીનીને ભીની રાખવી. અથવા ગરમ પાણીમાં થોડી રાઈની ભૂકી નાખી ૧૫ મીનીટ ઢીચણુ સુધી પગ બુડે તેમ પવાલીમાં ઉભો રાખવો માથુ નરમ પડશે.

## ઝાડાની દવા નં. ૨

૧. પ્રથમ દીવેલનો હલકો જુલાબ આપી કોઠો સાફ કરવો.
૨. ધવરાવ ધવરાવ કરવું નહિ નિયમિત ધવરાવવું.
૩. ગરમ લુગડુ પેટ ઉપર બાંધવું.
૪. કળી ચુનાનું નીતર્યું પાણી થોડુ થોડુ દૂધ નાખી. પાયા કરવું રૂપીઆભાર ફૂટયા વગરના કળીચુનાના કાંકરાને પાશેર પાણીમાં પલાળી થોડીવાર ઠરવા દઇ નીતર્યું પાણી શીશીમાં ભરવું.
૫. માતાએ ભારે ખોરાક લેવો નહિ.
૬. ચાકની ભૂકી પાવલીભાર લઇ તેમાં અફીણ રતી ૧ વાટી ૪ પડીકી કરી. એક એક ઝાડો બંધ થતા સુધી પાવી. ઝાડો મટે પડીકી પાવી નહિ.
૭. દૂધ પાતાં હોય તો પીપર નાંખી ઉકાળીને પાવું ને લીલો ઝાડો થતો હોય તો લીમડાનું દાતણ કરીયે તેવડી જાડી ડાળી લીમડાની ભરસાડમાં શેકી ઘસીને પાવાથી લીલો ઝાડો મટશે.
૮. બીલીનો ગર્ભ, વાળો, ધાવડીનાં ફુલ ને લોદર સૌને ખોખરાં વાટી ઉકાળી તેનું પાણી ત્રણવાર પાવું. ૩ ાા ભાર
૯. વારંવાર ઝાડો થતો હોય તો ઇલમીટનાં ફુલ તથા કપુર પાવલી પાવલીભાર શીશીમાં નાંખી તડકામાં મૂકવાથી તેલ થઇ જશે, તે તેલનાં ટીપાં પાણીમાં કે પતાસામાં ૧–૨ ટીપાં નાંખી પાવું. પાણી સાથે
૧૦. ઝાડા સાથે ઉલટી હોય ને કોઇ દવા ટકતી ના હોય તો ચુનાનું નીતર્યું પાણી ૩ ૧) ભાર પાવું. પછી દવા પાવી.
૧૧. અરડુસી અથવા કાંટાશળીયાનો ઉકાળો મધ નાંખી પાવો.
૧૨. પેટ પર અરડુશીના પાન બાફીને બાંધવાં.

મરડો—નં–૩ ઝાડામાં લોહી પાચ પડતું હોય તેને મરડો કહે છે.

૧. પ્રથમ એરંડીયાનો જુલાબ આપી પ્રથમ કોઠો સાફ કરવો પછી ના મટે તો હીમજી હરડે (નાની બાળ હરડે) એરંડીયામાં તળીને તેમાંથી એકાદ ઘસીને પાવી. છતાં ઝાડામાં આમ પડે તો એરંડીયાનો હલકો જુલાબ આપવો તેથી જલદી આરામ થાય છે. લોહી પાચ પડવાનું કારણ આંતરડામાં ચાંદા પડી જાય છે. ને તેમાંથી લોહી પાચ પડે છે માટે જુલાબ આપ્યા પછી દહીંમાં ટંકણખાર ૪ ઘઉંભાર ફુલાવીને ત્રણ વખત ચટાડવું, તેથી ચાંદાં રૂઝાઇ જશે. ટંકણ દેવતા ઉપર ઠીકરામાં નાંખી ફુલાવવો.

૨. રાળ બજારમાં મળે છે તેમાંથી ૧ આની ભારની ભૂકી વસ્ત્ર ગાળ કરીને દહીં તથા સાકર નાંખી ત્રણવાર ચટાડવી.

૩. પાકાં બીલાનો ગર્ભ પાવલીભાર ઉકાળી તે પાણી ત્રણવાર પાવું. પાણી નવટાંક ઊકાળી રૂ. ૩ ભાર રહે ત્યારે ઉતારવું.

૪. પાવલીભાર બાવળના ગુંદરમાં ૧ રતી મોરથુથુ ફુલાવી તેની ૨૪ પડીકી કરી એક એક પડીકી મટતા સુધી આપવી. ઝાડો બંધ પડે કે પડીકી આપવી નહિ.

૫. આંબલીનો ચીચોડો શેકી પાણીમાં ઘસીને પાવો. અને મોટા અરડુસાની છાલનું પાણી સાકર નાંખી પાવું.

૬. ઉમરડાના ઝાડની છાલ ઘસી છીપોલી પાણી ત્રણ વખત પાવું અથવા ઉમરડાના પાનનો ઊકાળો કરી ત્રણ વખત આપવો.

૭. જાંબુના ઠળીયા પાણીમાં ઘસી પાવા. છીપોલી ભરી ત્રણવાર.

૮. આંબાની ગોટલી ઘસી છીપોલી ભરી ત્રણ વખત આપવી.

૯. દાડમની છાલ વાટી તેનું પાણી છીપોલી ભરી ત્રણવાર પાવું.

૧૦. જાયફળ પાણીમાં ઘસી ૦। રતી અફીણ ઘૂટી ત્રણવાર પાવું.

૧૧. તુલસીનો રસ તથા કુદીનાનો રસ જે મળે તે છીપોલી ભરી ત્રણવાર છમકારીને પાવો.

૧૨. ચાકની ભૂકી પાવલીભારમાં રતી અફીણ નાંખી ૧૨ પડીકાં કરી એક એક આપતાં રૂહે. મરડો મટે પડીકી બંધ કરવી.

૧૩. કુમળા દાઢમમાં ૨ રતી અફીણ વચમાં મુકી કપડામાં વીટી ભરસાડમાં પકવવુ વાટી ચણા માફક ગોળી કરી એક એક પાણીમાં ઘસીને આપતા જવી.

૧૪. લસણની કળીમાં અફીણ રતી ઘાલી બાફી દેવતામાં શેકીને ૭ ગોળી કરી આપવું.

ઉધ્રરસ—નં. ૪

(૧) જેઠીમધ, કાકડા શીંગ અતિ વિષની કળી લીંડી પીપર ને વજ, મોથ બારીક વાટી વસ્ત્રગાળ કરી મદ પાવલીભારમાં એક આની ભાર ભૂકી નાંખી ત્રણવાર ચટાડવું આ દવા રોજ ચટાડવાથી બાળકની ઉદરસ ખાતરી પૂર્વક મટશે.

(૨) દૂધમાં પાણી નાંખી ઉકાળી પાણી દૂધ બાળી નીચે રહે તેને વાટી ભૂકી કરી વાલ ૧ ની પડીકી કરી ત્રણ વખત આપવું.

(૩) ધાવણા બાળકની ખાંસી ઉપર.—૧ દુધમાં હળદર નાંખી ઉકાળી તે ગજા માફક ત્રણવાર પાવું ૨ અથવા એલચી, લવીંગ ને અજમો વાટી ચેવળી પાનમાં મૂકી બીડું કરી અધોળ પાણી કલાઇ દીધેલી વાટકીમાં બારી પાણી ચોળી ગાળી દીન ૩ ત્રણવાર પાવું.

(૪) હળદરમાં મીઠું નાંખી ખદખદાવી ઠંડું પડયે છાતી ઉપર ચોપડવું. કફ છૂટો પડે નહિ ત્યાંસુધી દીવસમાં ૪ વાર ગરમ કરી ચોપડવું. પોસ ડોડાનો છાતી ઉપર શેક કરવો.

(૫) છાતી ઉપર ટરપેન્ટાઇન નામનું તેલ મસળવું.

(૬) ઘણો કફ છાતીમાં થયો હોય તો મીઢળ ઘસીને અથવા જાળીયાનાં પાંદડાનો રસ, કે કુતરીના પાંદડાનાં રસ છીપોલી

ભરી પાવાથી ઉલટી થશે તેમાં જરા મીઠું વાટીને નાખવું.

(૭) થોરનાં પાકાં પાન દેવતા ઉપર શેકી દીવેલ ચોપડી છાતી ઉપર બાંધવા દી. ૩

(૮) અરડુશીના પાન બાફી છાતી ઉપર બાંધવા દી. ૭

(૯) છાતી ગરમ રહેવા ઉનના વસ્ત્રનો પટ્ટો વીટવો. ઉધરસમાં છોકરાને શરદી ના લાગે માટે કપડાં પહેરાવી રાંખવાં.

ઉટાંટીયો નં. ૫

આ ચેપી રોગ છે માટે ઘરનાં બીજાં છોકરાંને લાગુ ના પડે, માટે આ રોગીને જુદો રાખી ખવાડવું ને સુવાડવું.

૧. ઉલટી કરવાની દવા આપવી, મીઠળ તથા સિંધવ ઘસીને કોકરવરણું પાણી પાવું.

૨. રેચ હલકો આપવો.

૩. શીતોપ્લાદી ચૂર્ણ સીજેલા ઘીમાં ચટાડવું રોગ મટે ત્યાંસુધી.

૪. છીપોલી છીપોલી ઉનું ઘી દરરોજ પાવા શરૂ કરવું.

૫. કવીનનાઈ ૧ ગ્રેન આપતા રહેવું, તથા લોબાનનું પાણી આપવું.

૬. અરડુશીને બાફી પાન છાતી ઉપર બાંધવાં ને થોડું ગરમ ગરમ તે પાણી પાવું ત્રણ વખત છીપોલી ભરીને દી. ૭

૭. ઉટાટીયાનો અકસીર ઉપાય.
મોટી હરડે, પાનની જડ, ને ટંકણખાર ફુલાવેલો ત્રણેની કપડ છીણ ભૂકી કરી મદમાં ઉપર પ્રમાણે દિવસમાં ત્રણવાર ચટાડવી.

૮. કુળી ચુનાની આશ દૂધ સાથે આપવી.

૯. કાંટાશળીયા તથા અરડુસીનો ઉકાળો મદ સાથે આપવો.

૧૦. અફીણ રતી ૧ કપુર રતી ૪ તેની ગોળીઓ મગ જેવડી કરવી. સવાર બપોરને સાંજે ૧ આપવી.

૧૧. લસણ ત્થા અજમો ખોખરો કરેલો લેઇ કપડામાં પોટલા કરી ગળે બાંધવી.

૧૨. ભોંય ભોટંગડીના પંચાંગનો ઊકાળો આપવો, મદ સાથે.

૧૩. લાલ સંચળ કપડ છીણુ કરી સવાર સાંજ ઘીમાં કાલવી રતી ૧ ચટાડવું. આ રોગ ૩ પખવાડીયાં સુધી રહે છે, ઉધરસ ખાતાં છોકરૂ તણાઇ જાય છે. નસો ખેંચાય છે. તે વખતે હાથનાં કાંડાં પકડી રાખવાં, શરદી થવા દેવી નહિ દૂધનો ખોરાક આપવો ને છાતી પર શેક કરવો. ટરપીટન ચોળવું.

**ઉલટી—નં. ૬**

(૧) ચુનાની આશ બબે ચમચી ત્રણ વખત આપવી, તેમાં ગાયનું થોડું દૂધ નાંખવું.

(૨) અતિ વિખની કળીને કાકડાશીંગ વાટી મધમાં ત્રણ વખત ચટાડવું દી. ૭

(૩) બાળક ખમી શકે તો છાતી ઉપર રાઇની પટી મારવી. ચપટી રાઇને પાણીમાં વાટી કાગળ ઉપર ચોપડી છાતી પર પાંચ મીનીટ મૂકવી જો ફોલ્લીઓ ઉઠે તો, ઘી મસળવું.

(૪) કૃમીની ઊલટી હોય તો વાવડીંગ પીતપાપડોને કોરમાણી અજમીનો ઉકાળો આપવો.

૫. એક રેચ આપવો. ને પેટ શેકવું નાળીયેરની કાછલી પાણીમાં પથર ઉપર ઘસી રૂ ૧) ભાર પાણી ત્રણવાર પાવું.

૬. પાપડીયો ખાર, અથવા સોડા ખાર અથવા સાજીનાં ફુલ વાલ ૨ પાણીમાં ઓગાળી પાવાં ૩ વખત.

૭. એક બે દિવસ થોડું થોડું ગરમ પાણી પાયાં કરવું.

૮. પેટ ઉપર ટરપીટન તેલ ચોળવું.

૯. નિયમિત રીતે ધવરાવવું દૂધ પાણી નાંખી ઊકાળ્યા પછી ઠંડુ કરી ગાળીને પાવું.

૧૦. સવાનું પાણી રૂ રાા ભાર પાવું. રીત—સવાને ખોખરા કરી પાણીમાં પલાળી મૂકવાં. પછી પાણી ગળીને વાપરવું.

ચૂંક—નં. ૭ ઘોડાની લાદ તાજી નીચોવી. માંહી સેકેલી હીંગ વાલ ૧ નાંખી છીપોલી પાણી ઉપર પ્રમાણે પાવું.

૨. સાજીનાં ફુલ વાલ ૨ ત્રણવાર પાવાં ચૂંક ન મટે તો ફરી પાવાં.

૩. ધાવણા બચ્ચા માટે તેની માએ અજમોને મીઠું અથવા સંચળ ચાવી થુક કરી કપડામાં ગાળી છીપોલીમાં લઈ ધાવણ નાખી પાવું.

૪. ચૂંક અપચાથી આવતી હોય તો ગોળ, પાપડીયો ખારો અજમો ને સંચલ નાંખી ઊકાળો ત્રણ દિવસ સુધી પાવો.

૫. પેટ પર હાથ ગરમ કરી શેક કરવો.

૬. હીંગ સેકી ઘી સાથે દિવસમાં ત્રણવાર રતી ૧ ચટાડવી.

૭. સનલાઇટ જેવો કે ગોદરેજ જેવો સાબુનો કડકો કાપી તેમાંથી અણીદાર સાબુની દીવેટ કરી ઉપર દીવેલ ચોપડી ગુદામાં ખોસી ઘાલવી થોડા વખતમાં ઝાડો થશે—ને ચૂક મટસે.

૮. પેટ ચડયું હોય તો કારેલીના પાનનો રસ ૦। થી ૦॥ તોલો જરા મીઠું નાંખી પાવો,

## વરાધ—સસણી નં. ૭

આ રોગ ભયંકર છે, મોટાને મુઝારો અને નાનાને સસણી કે વરાધ કહે છે, આ રોગમાં ફેફસાં ખરાબ થાય છે, ને દમ લેવાતો નથી, તેથી પાંસળી નીચે ખાડ પડે છે, તાવ ભર્યો રહે છે ને પેટ સાફ આવતું નથી, ઝાડામાં વરાધના જીવડા હોય છે માટે પ્રથમ તો પેટ સાફ કરવાની દવા આપવી, નં, ૪ ની પણ તે પહેલાં નં, ૧૨ ના બંધાયણ બાંધવાં,

૧, આ રોગમાં છાતી ઉપર ટરપીટન તેલ ચોળવું. ને તેના ઉપર પોસ ડોડાનો શેક દિવસમાં ૧ ૨ વખત કરવો, શેક કરવાની રીત પાણી શે, ૧ માં અધોળ પોસ ડોડા નાંખી ઉકાળવું, વરાળ થયે તપેલી ઉપર ચારણી પીતળ કે તાબાની મૂકીને ચારણીમાં ઉનના કપડાના કડકા મૂકવા, વરાળ થાય તે વખતે ખમાય તેવો શેક કરવો. કડકા બે મૂકવા કે વારા ફરતી શેકાય.

૨. અળશીની પોટીશ છાતી ઉપર મૂકવી.

**પોટીશની રીત**—અળશી એક શેર લાવવી તેને જરા શેકવી. પછી લોઢાની ખાયણીયામાં કે ખાયણીમાં ખાંડી નાંખી ભૂકો કરવો તેમાંથી નવટાંક લઈ કઢાઇમાં પાણી ગરમ થાય ત્યારે નાંખવી. પાણી શીરા માફક નાંખવું અળશીનો શીરો થાય કે પાટલા ઉપર પાતળુ કપડુ પાથરી તે ઉપર અળશીનો શીરો પહોળો કરવો ને કપડુ ઉપર વાળવું તે પછી છાતી ઉપર ખમાય તેવું ટાઢું પડે મૂકવું. એ પોટીસ ટાઢી પડે કે બીજો ભાગ કઢાઇમાં હોય તે લૂગડા ઉપર પાથરી સાધારણ ગરમ હોય ત્યારે છાતી ઉપર મૂકવો. એમ વારા ફરતી શેક કરવો એનો એ અળશીનો શીરો બીજીવાર ત્રીજીવાર ઉનો કરવાથી કામ લાગે છે, પછી બીજો નવો શીરો કરવો, અળશીની પોટીશ આખા દિવસમાં ૧૨ વાર મૂકવી.

૩. ઝાડાનો ખુલાસો થાય માટે સૂઠની ચામાં એરંડીયુ રૂ ૦ાા ભારથી રૂ ૧) ભાર નાંખી પાવું આ દર્દમાં પેટ સાફ રાખવાની ને શેકની જરૂર છે કારણ ફેફસાનો રોગ છે તેનો સોજો ઉતારવો જોઇએ.

૫. કરચલાના શરીરના ભાગ વાઘરીને ત્યાં મળે છે તે લાવી વાટી જરા ગોળ નાંખી ઊકાળીને પાવું.

૬. માણુસનું બળેલું હાડકું લાવી ઘસીને કે વાટીને ગોળ સાથે ઉકાળીને વાલ ૧ પાવું.

૭. સાપોટો નામની દવા વાઘરીને ત્યાં મળે છે તે લાવી વાલ ૨ પાણીમાં વાટી પાવી. આ દવા વરાધના ઝેરનું ઘેન ઉતારે છે સાપોટાનું પાણી આખે શરીરે ને કપાળે પણ ચોપડવું.

૮. પેટ સાફ ના આવતું હોય તો પેટે બંધારણુ બાંધવું કે જેથી પેટમાંની મળની ગાંઠો પકવ થઇ નીકળી જાય.

૯. ગીલોડીની ગાંઠ ઘસીને પાવી. મોટા માણુસ મુન્જારાથી ગાંડો થાય છે. ત્યારે આ ગાંઠ પાવાથી ગાંડપણુ મટી જાય છે.

૧૦. ઘેન હોય તો કપાળે એળીયો ભરવો તેમજ બે પાંસળીયા નીચે પેટના ખાડમાં ફૂટી પાછળ એળીયો ભરવો.

૧૧. આ રોગમાં કફનું જોર વધે છે. માટે જુલાબ ઉલટી પણુ કરાવાય છે નાનું બચ્ચું હોય તો ગરમ પાણી જરા મીઠું નાંખી પાવું. અથવા વાંદરાની હગાર પાણીમાં ઓગાળી ગળીને પાવું.

૧૨. આ રોગમાં પેટ ઉપર બંધારણુ નીચે મુજબ બાંધવાં.

૧. બામ બાફીને બાંધવી ઘટ બોરડીનાં પાન બાફીને બાંધવાં.

૨. ખરસાંડીની લીલી ડાળીઓ ખાંડી છાશ નાંખી બાફીને પેટે બાંધવી.

૩. મહુડા બાજરી ધાણીનો ધાહ—ને જુનો ઢેખાળો ખાંડી તેમાં એરંડીયું નાંખી શીરો કરી પેટ ઉપર બાંધવો.

ઉપરની દવાઓ પૈકી જેને જે મળી શકે, અનુકુળ આવે તે વાપરવી, બધી દવાઓ વાપરેલી છે.

આ રોગમાં રોગીની શક્તિ સચવાય તેટલોજ ખોરાક આપવો.

વધારે ખોરાકની જરૂર નથી, કફ વધી પડે છે માટે તે ઓગળી જાય, તેવી દવા કરવી, ફેફસાપર અળશીનો શેક કરવો.

૧૬. અતિવિષની કળી છીપોલી ભરી ઘસીને ઘસારો થાય તેમાં રૂ૫)ભાર પાણી નાંખી ચમચી ચમચી છ વાર પાવું.

૧૭. હીંગ ૦ાા આનીભાર શેકી રૂ૫)ભાર પાણીમાં નાંખી ચમચી ચમચી છ વખત પાવાથી સસણી નરમ પડે છે, આ બન્ને દવા ભેગી કરીને પણ પવાય છે.

## કૃમીરોગ નં. ૯

વાવડીંગ, કીરમાણી અજમો, પીતપાપડો ને કાળીજીરીનો ઊકાળો કરી આપવો, પાછળથી એરંડીયાનો જુલાબ આપવો દવાની ચીજો પાવલીભાર પ્રમાણે લેવી.

૨. બજારમાં કીરમાણી અજમાના સત્ત્વમાં ખાંડ મેળવેલી ટીકડીઓ વિલાયતથી આવે છે, તેને ઈંગ્રેજીમાં સેન્ટો નાઇની ગોળીયો કહે છે હાલમાં લોકો વાપરે છે પછી એરંડીયાનો જુલાબ આપવાથી ચરમ નીકળી જશે ન નીકળે તો બે કે ત્રણ ટીકડી આપવી પછી જુલાબ આપવો.

આ રોગમાં ઝાડા થાય છે, આંખો આવે છે. તાવ રહે છે ને ગુદા ખંજવાળે છે ત્યારે જાણવું કે કૃમી છે.

(૩) કૌવચના ફાકડાની ખૂજલીના કાંટા રતીપુર દૂધમાં ઘુટીને પાવા. ગળામાં કાંટા વાગતા નથી પણ ચરમ મરી જાય છે.

૪. કાચકાને શેકી મીજમાં વાવડીંગ નાંખી ઘૂટીને પાવું.

૫. પપૈયા, ઝાડ ઉપર કાચા હોય ત્યારે છેદવાથી માહેથી દૂધ નીકળે છે. તે ઠરી જાય છે તેને પપૈયાનો ગુંદર કહે છે, તે આપવાથી કૃમી મરી જાય છે, પછી જુલાબ આપવો.

## નં. ૧૦ આંચકી અથવા તાણ

આ રોગ-અજીર્ણ, અપચો, કૃમિ, દાંત ફૂટવા, ઉટાટીઓ, ને ઝેરી તાવમાં માલમ પડે છે.

૧. શરીરના નીચેના ભાગમાં ગરમ પાણીનો શેક કરવો.

૨. ગુદામાં સાબુના પાણીની પીચકારી મારવી.

૩. માથે ઠંડા પોતાં મૂકવાં. માટી પલાળીને મુકવી.

૪. ટંકણ ફુલાવેલો વાલ ૨ પાણી સાથે આપવો.

૫. ગરમ પાણીમાં કેડ પલળે, ત્યાં સુધી બેસાડવું. ૧૦–૧૫ મીનીટ ગરમ પાણીમાં બાળકને ઉભુ રાખવું.

૬. એરંડીયાનો જુલાબ આપવો.

૭. મોં ઉપર ઠંડુ પાણી છાંટવું.

૮. ખુલ્લી હવા આવવા દેવી. પવન નાંખવો ને માણસની ગીરદી થવા ન દેવી.

૯. એક ચમચો અજમો પાણીમાં વાટી તે પાણી ગાળીને પાવું ત્રણ ચમચી બે વખત.

૧૦. પીત પાપડો ને કાળીજીરીનો ઉકાળો કરી પાવો.

૧૧. સેન્ટો નાઇનની ગોળી આપવી. ઉપર પ્રમાણે ૧–૨ કે ૩.

૧૨. કપુરનું પાણી આપવું. કપુર બાટલીમાં પાણી ભરી બે ત્રણ કલાક કપુર નાંખી પછી વાપરવુ કપુર પાણીમાં ગળતું નથી. વાસ આવે છે.

૧૩. અજમો પાવલીભાર કાળીજીરી, એકઆનીભાર ખોખરી કરી શે. ૦। પાણીમાં ઉકાળવી. ને ચાર તોલા બાણી રહે તે વખતે ઉતારી ગાળીને શીશીમાં ભરવું. તેમાંથી જોઇયે ત્યારે આપવું દર અર્ધા કલાકે ચમચી ચમચી આપવું. હીંગનો રસ–એટલે ચોખ્ખી હીંગ વાલ ૧। પાંચ તોલા પાણીમાં ઓગાળવી. ને શીશીમાં ગાળીને ભરવું તેમાંથી ચમચી ચમચી અર્ધા અર્ધા

કલાકે પાવી. કપુરનું પાણી પણ ચમચી ચમચી અર્ધા કલાકે પાવું એ ત્રણે જાતનાં ભેગાં કરીને પણ પવાય છે.

૧૪. પીતપાપડા ઉપર લાલ છાળ હોય છે. તે કાઢી નાંખીને ગરમ પાણીમાં એ પીતપાપડા વાટી ઉકાળી તેમાં ચમચી ચમચી પાણી ત્રણવાર પાવું.

૧૫. આ દરદીને છતાં સુવાડવો નહિ.

૧૬. ટરપીટન પેટ ઉપર ચોળવું.

૧૭. ખાટા ને ખાંડવાળા પદાર્થ ખાવા ન આપવા.

૧૮. કાનની વ્યાધિથી તાણ આવતી હોયતો ગરમ પાણીથી કાન ધોવાં ને કાન ઉપર શેક કરવો.

૧૯. ડુંગળીનો રસ કપાળ ઉપર ઘી મેળવીને ચોપડવો ઉપર એરંડાનું પાન ગરમ કરી બાધવું સવારે બાંધી સાંજે છોડવું. દી. ૩ કરવું.

## નં. ૧૧ ગળુ પડયું હોય તે રોગ.

ગળુ પડયુ એટલે બાળક ગળીને સુકાઇ જાય છે. માથામાં તાળવાની અંદર ખાડો પડે છે. એ રોગ ગળુ પડવાથી થતો નથી પણ હોજરી ઝેરી થાય છે. એટલે માંહી ઝેર વધે છે. યકૃત બગડે છે ધાવણ પચતું નથી. પેટમાં ગુડ ગુડ થાય છે. ને ઓસડ પાતાં ટકતું નથી. ઉલટી થાય છે. ને કંઇ સમજ નહિ પડવાથી ગળુ પડયું એમ કહે છે આ રોગ વાયુ ને અજીર્ણનો છે.

૧. પ્રથમ લીંડી પીપર ચોસટ પહોર ઘૂટેલી લાવી. રતી રતી મધમાં સવારે ને સાંજે ચટાડવી પછી બીજી દવા કરવી.

૨. હરડે ઉપલેટ ને વજ સમભાગે લેઇ ઉકાળો કરી ૩ વાર પાવો ઉકાળામાં દવા કરતાં બમણું મદ નાંખવું. ઉકાળો તાજો કરવો.

૩. આકડાના પાકાપાન ગરમ કરી ઘી ચોપડી તાળવા ઉપર બાંધવાં.

૪. આ રોગમાં ગળાના કાકડા વધી જાય છે. માટે જીરાને

મીઠાની ભૂકીથી કે સાકરને જીરાના ભૂકાથી કાકડા દબાવવા. ગળે શેક કરવો.

૫. મોઢું આળુ થઇ ગયુ હોય તો ટંકણ શેકી મદ સાથે ચટાડવો અથવા બાવળનાં પીળાં ફુલ વીણી લાવી ઉકાળી પાણી ઠંડુ થયે મોં ધોવું. ફુલ ના મળે તો પરડા કે બાવળની છાલ ઉકાળી તે વતી મોઢું ધોવું.

૬. ઉમરાનું દૂધ તાળવે ભરવું.

૭. સાબરસીંગુ પાણીમાં ઘસીને પાવું.

૮. ગંધકનું ખાપરીયું ઘી સાથે ચટાડવું.

૯. માથા ઉપર તેમ શરીરે ઘી તેલ લગાડવું.

૧૦. જાયફળ ને ઘી ઘસીને માથા ઉપર લેપ કરવો.

૧૧. ગરમ પાણીના અથવા ટંકણખારના પાણીના કોગળા કરાવવા.

૧૨. ગળા ઉપર શેક કરવો મીઠાને ગરમ કરી પોટલીથી શેકવું.

૧૩. ગળામાં ગાંઠો માલમ પડતી હોય તો મીઠુ બારીક વાટી તેનો દરરોજ રાતે ખરડ કરવો અને મીઠાની પોટલીથી શેકવું.

૧૪. દૂધમાં કેશરના તાંતણ ઘસીને તે દૂધ પાવું.

૧૫. ગળા ઉપર ધરો ઉસ, કાળીજીરી, સાઠી ચોખાં લીપણના ઉપર પાણી રેડી તેનો રસ એ સઘળુ ખદખદાવી ગળા ઉપર ગાલ ઉપર લમણા સુધી ખરડ કરવો. ને સકાયા પછી શેક કરવો. આ ખરડ ૩ દીવસ કરવાનો છે, તેથી ગળાનાં દર્દ નાશ પામે છે.

૧૬. ટંકણને મધ ગળામાં વારંવાર શળી ઉપર રૂ વીટી ગળામાં ત્રણ ચારવાર ફેરવવું.

૧૭. ઇંદ્રવરણાનું મૂળ ઘસી ચમચી ચમચી બેવાર આપવું રેચક છે માટે ઉપર પ્રમાણે ઘસવું.

## નં. ૧૨ થુલીચો.

૧. કપુર, એલચીને નાગ કેશરની વસ્ત્રગાળ ભૂકી મોંમાં ભભરાવી.

૨. શંખજીરૂ તથા સોનાગેરૂની ભૂકી ભભરાવવી.
૩. સાકર, ઈલાયચી ને વાંસ કપુરની ભૂકી ભભરાવવી.
૪. ગોપીચંદન દૂધમાં પાવું.
૫. બકરીના દૂધની મોંમાં શેડ પડાવવી.
૬. ગધેડીનું દૂધ પાવું.
૭. ફુલાવેલો ટંકણ મધમાં મેળવી મોંમાં ચોપડવો.
૮. ઇલાયચીને સોનાગેરૂની ભૂકી મોંમાં ભભરાવવી,
૯. ચણોઠીના પાન મસળીને તેનો રસ મોંમાં ચોપડવો.
૧૦. ચણોઠીના પાંદડા સૂકાં મળે તો ઉકાળી તેનું પાણી મોંમાં ચોપડવું.
૧૧. પાણીમાં હરડ ઘસી મોંમાં ચોપડવી.
૧૨. આવળની છાલ પાણીમાં ઘસી મોંમાં ચોપડવી.
૧૩. આ રોગ આંતરડામાં થઇને હોજરીમાં થઇ ગળા સુધી આવી, જીભ ઉપર ધોળી છારી વળે છે માટે જુલાબ આપવો. જેથી અપચો અજીર્ણ મટી જશે. રોગ થવાનું કારણ અજીર્ણ છે.
૧૪. હલકો એરંડીયાનો જુલાબ આપવો અથવા હરડે વધારે ઘસી તેનો જુલાબ આપવો.

## નં. ૧૩ વાવળી.

૧. આ રોગમાં બાળક વાલોળીયાના રસ જેવું લીલું હગે છે. માટે વાયુથી સરદી થઇ છે. તેમ જાણી લીડી પીપર મધમાં ચટાડવી. ત્રણ વખત ગરમી માટે પીપર ચાલુ રાખવી.
૨. ચુનાનું પાણી દૂધ નાંખી પાવું.
૩. થોર અગર વિલાયતી ખરસાડીના પાંદડા ઉપર ચીથરૂં ભીનું કરી વીટીને ભરસાડમાં બાફી નાંખી તે પાંદડામાં વાટેલું મીઠું નાંખી મસળીને પાણી નકળે તે પાવું ત્રણ ચમચી.
૪. ગંધકનું ખાપરીયું વાલ ૨ આપવું પેટ ઉપર શેક કરવો ને એરંડીયું પાવું.

## નં. ૧૪ મુબારખી.

આ રોગમાં લીલો ગંધાતો ઝાડો આવે છે મોં ગંધાય છે. માટે પ્રથમ એરંડીયાનો જુલાબ આપીને પેટ સાફ કરવું.

૧. મકાઇ દોડાની રાખ, મોરનો ચાંલ્લો, બોરના ઠીલાની મીંજ, ભમરીનું માટીનું દર, તુળશીના પાન, પીપર, માખોની હગાર, વડની કુંખો, કંબોઇની કુંખો લાવી તમામ વાટી પાણી નીચોવી છમકારીને પાવું.

## નં. ૧૫ ભાર રહે અથવા ખાંસીને સસણી થઇ હોય તો.

૧. પેટ ઉપર શેક કરવો.
૨. એરંડીયાનો જુલાબ આપો.
૩. અતિવિખની કળી ઘસીને પાવી.
૪. ઉનના વસ્ત્રમાં બાળકને વીટાળી રાખવું.
૫. છાતી ઉપર ટરપીટન તેલ ઘસવું ને ઉપર શેક કરવો.
૬. કફનું જોર હોય તો મીઠળને સિંધવ ઘસી જરા ગરમ કરી તેનું પાણી પાવાથી ઉલટી થઇ નીકળી જશે (બાળ અશક્ત હોયતો)
૭. અલસીની પોટીસ છાતી ઉપર બાંધો વારંવાર કરી બાધવી.
૮. ઉના પાણીમાં જરા મીઠું નાખી તે પાણી છ ચમચી પાવું દી. ૧
૯. અરકુશીના પાંદડાં જેઠીમધનું મૂળ વાટી નવટાંક પાણી કરી ત્રણ વખત થઇ પાઇ દેવું.
૧૦. કાકડા શીંગ અતિ વિષની કળી તથા લીડી પીપરનું ચૂર્ણ મધ નાંખી બે થી ૩ વાલ ત્રણ વખત મધમાં ચટાડવું.
૧૧. હીંગની ભૂકી ગરમ પાણીમાં નાંખી ચમચી ચમચી પાવું.
૧૨. રેવંચીનો શીરો ત્રણ ઘઉભાર ઘસીને પાવો.
૧૩. આકડાના મૂળ લીલાં લાવી ભરસાડમાં પકવી તેની છાલ ઉતારી સૂકવી તેની ભૂકી ૩ ઘઉભાર મધ સાથે ચટાડવી.
૧૪. માતાએ ઘી બંધ કરવું રોજ બાજરીનું ભૈંડકું છાસ નાંખીને ખાવું તથા કોદરીની ખીચડી ખાવી, ઘી બંધ કરવું.
૧૫. ટરપીટન છાતી ઉપર ચોળી શેક કરવો.

૧૬. પેટ ઉપર બંધારણ બાંધવા ત્રણ ચાર વખત આ બાબત વરાધની દવામાં વિશેષ જોવું.

૧૭. પેટ ઉપર દીવેલ ચોપડી એરંડાના પાન બાંધવાં.

૧૮. આ રોગમાં તાવ મળ પાકે ત્યાં સુધી ઉતારવો નહિ પછી હલકો જુલાબ આપવો.

## નં. ૧૬ બાળકની ડુંટી પાકે તો.

૧. બકરીની લીંડીઓ ધૂપેલમાં ખદખદાવી ગાળીને તે ધૂપેલ ડુંટી ઉપર ચોપડવું.

૨. આંબાના કુમળાં પાન બાળી રખ્યા કરી ધૂપેલમાં કાલવી ચોપડવું ને ઉપર કંકુ દાબવું.

૩. ધૂપેલનું પૂમડું મૂકી પાટો બાંધવો.

૪. ધૂપેલ ચોપડી રસોડાનો ધુમાસ ભભરાવવો.

૫. પ્રથમ બાવળની છાલ ખૂબ ઉકાળી ડુંટી ધોવી ને પછી ગોરમટી પલાળી અંતર પડ કરી માટીની પોટીશ માફક ડુંટી ઉપર બાંધવી.

## નં. ૧૭

આંબળ નીકળતું હોય તેની દવા—ઝાડે ફરતાં ગાંડની કુલડી બહાર આવે છે તેને આંબળ ખસી ગયું કહે છે.

૧. હજારીગલના પાંદડાની થેપલી ગાંડે બાંધવી.

૨. માયાં ફટકડીને કાથાની ભૂકી આંબંળ ઉપર ભભરાવી પછી આંબંળ બેસાડી દેવું ને ફટકડીના પાણીમાં રૂ પલાળી તેનો રૂનો કુંચો ગુદા ઉપર મૂકી લંગોટી વાળવી. હમેશ મટે ત્યાં સુધી—બહુ ચેળ આવતી હોય તો ઘાસતેલ ચોપડવું.

૩. બાવળનાં પરડાનાં બીજ ફેંકીદઈ તેને કચરી લુગદી કરી ગાંડે બાંધવી ને લંગોટી વળાવવી.

૪. ફુલાવેલી ફટકડી તેમાં સાકર નાંખી મગ જેવડી ગોળી કરી રાખવી, સાંજ સવાર ગળાવવી.

૫. રાળ દહીં સાથે આપવી. વા. ૧

## નં. ૧૮ બાળકનું મુતર બંધ થયું હોય તો—

૧. સૂરો ખાર વાલ ૧ પાણીમાં પાવો, પાણી રૂ. ૨) ભાર
૨. ડુટી ઉપર સુરાખારનું પૂપડું પાણીવાળું કરી મૂકવું.
૩. સુરવાલ નામનું ઘાસ અથવા કેસુડાનું પાણી, અથવા ખેતરમાં ખજુરીયો નામનો છોડ થાય છે તેનું ઉકાળીને પાણી કરી. રૂ ૨ાા ભાર પાવું.
૪. કુતરી નામનું ઘાસ ઊકાળીને તેનું પાણી પાવું. રૂ ૧) ભાર
૫. ઇદ્રીના છેદમાં સુરાખારની ભૂકી નાંખવી,
૬. ડુંટીપર સુરોખાર અને શેવાળની લુગદી મુકવી.

## નં. ૧૯ બાળક વારંવાર મુતરે તેનો ઉપાય.

૧. તલ તથા ખજુરનાં વડાં કરી તેલમાં તળી ખવરાવવાં.
૨, ખારેકો ખવરાવવી નાનું હોય તો ઘસીને પાવી, ને મોટું હોય તો ફક્ત ઘઉંનો ખોરાક આપવો.
૩. બાળક રો રો કરતું હોય તો—
લીંડીપીપરને ત્રિફળાંનું ચૂર્ણ મદમાં ચટાડવું.

## નં. ૨૦ બાળક માટી ખાતું હોય તો—

૧. સોના ગેરૂ ખાવા આપવો પાવલીભાર.
૨. બોદારસીંગ ઘસીને પાવો પાવલીભાર દીન ૩
૩. કડુ શેકીને ગરમ પાણી સાથે પાવું વાલ ૪ દી. ૩
૪. માટી જે જગાની ખાતું હોય તે માટી ઉપર લીમડાનાં પાન ઊકાળી પાણી છાંટવું, મરચાનું પાણી છાંટવું,

## નં. ૨૧ બાળક વધતું ના હોય તે માટે દવા.

આ રોગમાં બાળકને સોડીયો તાવ (ઝીણોતાવ) રાત્રે આવે છે તે જોવા માટે બાળકને રાત્રે ભેગું સુવાડવું, ને બાર વાગે રાત્રે તેની છાતી ઉપર હાથ મૂકવાથી છાતી ઉપર ઝાઝા વેગથી

ધબકારા થતા હશે તો, જાણવું કે તેને સોડીયો તાવ આવે છે, ને ભૂખે મરી જાય છે.

૧. લીંડી પીપર વાલ ૧ મદમાં ચટાડવી. દી. ૧૫

૨. ગળોના લીલા વેલા કે સુકા ગળોના વેલાના કડકા પાશેર લાવી ખોખરા છુંદીને પછી પાણી શે. ૦॥ નાખી ઊકાળવું. જાડો રસ ચાસણી જેવો થાય ત્યારે ઉતારી માંહી સુઠનું ચૂર્ણ નાંખી ઘૂટીને તુવેરના દાણા જેવડી ગોળીઓ બનાવી સવાર સાંજ બે ગોળી ગળાવવી દી. ૩૦

૩. ખારેકનું ચૂર્ણ ઘી સાથે આપવું.

૪. આસંદ શે. ૦। લાવી, વસ્ત્રગાળ ભૂકા કરી દૂધ શે. ૦। માં વાલ ૨ ભૂકી નાંખી સાકર નાંખી રોજ પાવું. દિવસે દિવસે આસન વાલ વાલ વધારવી દી. ૩૦

૫. શીતો પ્લાદિ ચૂર્ણ વાલ બે માસ ૧ સુધી ઘી સાથે આપવું.

૬. દૂધમાં પીપર નાંખી ઉકાળીને આપવું

૭. બાળક મોટું હોય તો અસેળીયાની ગોળમાં સુખડી કરી દરરોજ આપવી

૮. બાજરીનો લોટ તેલ અને ગોળની કુલેર ગજા માફક રોજ અધોળથી માંડીને નવટાંક ભાર ખવરાવવો

૯. પેટમાં કચરો હોય તો ૧ જુલાબ નસોતરનો વા. ૪ ખાંડ સાથે ફકાવી દેવો

૧૦. ત્રીફળા એટલે હરડાં બેહાંને આંબળાનું ચૂર્ણ મદમાં વાલ ૪ ચટાડવું દી ૩૦

૧૧. મંડુરની કુલડી વૈદને ત્યાંથી લાવી શરૂ કરવી

## નં. ૨૨ બાળકની આંખની દવા

૧. સુવાવડમાં બાળકની આંખ આવી હોય તો આંખમાં તેની માતાનું ધાવણ પાડવું. ફુલાવેલી ફટકડીના પાણીથી આંખો ધોવી.

૨. કડછી લોઢાની લાલ કરી માંહી ઘી નાંખી તે ઘી વાડકીમાં લેઈ શીશીમાં ભરી તે ઘીનાં પેલરૂના આંખ ઉપર મૂકવા
૩. ગાયના કે ગધેડીના દૂધનાં રૂના પેલ મૂકવાં
૪. ગુલાબજળનાં પેલ આંખ ઉપર મૂકવાં
૫. ફુલાવેલી ફટકડી વાટી તેમાં જરા અફીણ નાંખી પાતળું પાતળું આંખના પોપચાં ઉપર ભરવું
૬. ગોરમટી માટીનાં અંતર પડ કરી પાટો બાંધવો
૭. વેવનું દહી બનાવી આખ ઉપર મૂકવું
૮. ઢેડ ઉમરડીના ફળ લાવી છુંદી બાફીને અંતરપડ રાખી આંખ ઉપર બાંધવા.
૯. ગધેડાનાં લીડાં છાશમાં ખદખદાવી આંખે બાંધવા લુગડાંનું અંતર પડ રાખીને બાંધવા.
૧૦. ફુલાવેલી ફટકડીને લીંબુના રસમાં અફીણ સાથે ઘસીને પોપચાં ઉપર ચોપડવી.
૧૧. કાસંદ્રા અથવા સુંદરવેલના પાંદડા વરાળીયાં કરી આંખ ઉપર બાંધવાં.
૧૨. વળીયારી ધાણાને જીરૂને ખોખરા વાટી પળાળી તેની પોટલી કરી આંખ ઉપર ચાંપ ચાંપ કરવી.
૧૩. ગરમ પાણીના પોતા વડે આંખ ધોવી.
૧૪. બોરીક આસીડ વા. ૧ ગરમ પાણીમાં ઉકાળી, તેથી આખ ધોવી ને જરા બોરીક આંખમાં ભરવું બોરીક આસીડ ના હોય તો જશતના ફુલ વાપરવા.
૧૫. માટીમાં એરંડીયું નાંખી શીરો કરી આંખે બાંધવો.
૧૬. રાંધેલા ચોખા અગર ખીચડી ગરમ ગરમ અંતર પડ રાખી આંખે બાંધવી.

૧૭. કસાંજણુ આંખમાં ભરવું ને ઉપર દૂધનાં પેલ બાંધવા.

૧૮. કુવરના પાઠાના કડકા ઉના કરી આંખે બાંધવા.

૧૯. ચીમડને ફોલી દાળ કાઢી સુકવી કાંસાની થાળી ઉપર મગ જેટલું મીઠું નાંખી બારીક વાટીને કપડેથી ગાળીને પછી પોપચાં ઉથલાવી તે ભૂકી ભરવી દી. ૩
આ દવાથી ગમે તેવી ભારે આંખ આવી હોય તે મટે છે ચીમડની દાળ વાટતાં કાંસાની થાળી તળે જરા દેવતા રાખવો ને કાંસાના વાડકા વતી દાળ વાટવી, આંખો ઘણા દિવસથી આવી હોય, ને મટતી ના હોય તે ઉકટો ચોપડવો
ઉકટો કરવાની રીત

સાકર રૂ ૦। આંબલી રૂ ૧ ભાર વળીયારી રૂ ૦। ગોળ રૂ ૦।। ફુલાવેલી ફટકડી રૂ ૦। હીરાકસો રૂ ૦। તુળશીના પાનનો રસ રૂ ૦। અફીણ બે આનીભાર, લીંબુ નંગ ૨ નો રસ એ તમાંમ વસ્તું અફીણ સિવાય વાટી તેનો રસ લુગડે ગાળી જે રસ નીકળે તેને લોઢાની કઢાઇમાં અફીણ નાંખી ખદખદાવી જાડુ રગડા જેવું ઠંડુ થયે આંખની આસપાસ ભરવું, વધે તે દાબડીમાં ભરી મૂકી બીજીવાર કામમાં આવશે. આ ઉકટો જરા પોપચાની ધાર ઉપર પણ લગાડવો ને પછી છાણું સળગતું હાથમાં રાખી આંખ ઉપર શેક કરવો, આ ઉપાય ખાસ અજમાવેલો છે ને કશું નુકશાન કરશે નહિ દી. ૩ દવા કરવી મોટા માણસને બહુ ફાયદો કરે છે.

૨૧. આંખ ઘણી પાકી ગઇ હોય તો પોસના ડોડનો શેક કરવો, આથી સોજો તથા રતાશ નરમ પડશે

૨૨. આંખમાં છારી કે ફુલ પડયું હોય તો ધોળી સારોડીનાં મૂળ પથર પર ઘસી કપડે ગાળી મદ નાંખી આંખે અંજન કરવું.

૨૩. આંખોની દવામાં એરંડીયાનો જુલાબ પ્રથમ આપવાની જરૂર છે.

૨૪. દરરોજ કોકરવરણા પાણીથી આંખ સવારમાં ધોવી.

૨૫. આંખો આવી હોય તો પવનના ઝપાટામાં ફરવુ નહિ.

૨૬. એરંડીયામાં હીમજ ઘસી અંજન કરવું, રાતે સુતી વખતે.

૨૭. ધંતુરાના લીલાં પાંદડાનો રસ આંખ ઉપર ચોપડવો.

૨૮. સુતી વખત બદામનું તેલ અથવા ટોપરેલ તેલ અંજન કરવાથી સવારમાં આંખ ચોટશે નહિ.

૨૯. ખીલ પડયા હોય તો મોરશુથાની સળી ઘસવી પછી બાજરી, મેથી બાફી કપડાનું અેતર પડ કરી માંહે મૂકી પાટો બાંધવો.

૩૦. આંખો આવે ત્યારે બાળકને અંધારામાં રાખવું.

૩૧. આંખ લોવા, ધોવા, અંતરપડ કરવા સફેત મલમલ જેવું બારીક કપડું વાપરવું ને તે સાફ ધોએલું જોઇયે.

૩૨. અફીણ ને રસવંતીની ચપટી ભૂકી નું પાણી આંખમાં નાંખવું રતી અફીણ ને રસવંતી આનીભારને વાટી ભૂકી કરવી.

૩૩. આંખ ઉપર છારી પડળ હોય તો ખાખરાના મૂળનો ચૂવો પાડી શીશીમાં ભરી ઉપરનું નીતરતું પાણી લેઈ તેની જુદી શીશી ભરવી તેમાં કચરો આવે નહિ તે ધ્યાનમાં રાખી ઉપલા પાણીનાં આંખમાં ટીપાં પાડવાં.

## આંખે વાખદ થયું હોય તેની દવા ૨૫

૧. ગધેડાના લીંડાનો ચૂવો પાડી પાંપણ ઉપર ચોપડવો. કીકી કે ડોળા ઉપર નહિ.

## બાળકના કાન પાકે તેની દવા નં ૨૬.

૧. કાનમાં નવરાવતી વખત રૂના પૂમડાં ઘાલીને બાળકને નવરાવવું કે પાણી કાનમાં જાય નહિ.

૨. કાનમાં તલનું તેલ પાડવું.

૩. બાળકનું મુતર કાનમાં પાડવું,

૪. ખરસાડીની ડીડીયો ભરસાડમાં બાફી, તે પાણીથી કાન ધોવા, ને પછી વાટેલું મીઠુ ફુકવું.

૫. સમુદ્ર ફીણનો ભૂકો કરી કાગળની ભૂંગળીવડે કાનમાં ફુકવો.

૬. પાચ આવતું હોય તો સોડાને સાબુના પાણીથી કાન ધોવો— પછી ગંધકનો ભૂકો કાનમાં નાંખવો

૭, સોપારીની રાખ કરી બારીક ભૂકી ભભરાવવી

૮. ઘણા દિવસથી પાકતો હોય તો, વડ, ઉમરો, બાવલ, બોરડી, લીમડાનાં છોડાં ઉકાળી તે પાણીથી કાન ધોવો ને પછી ઉપલી દવા ભૂગળી વડે ફુકવી

૯. જો કાનમાં આઠ દિવસે તેલ કે ધૂપેલનાં ટીપાં પાડે તો કદી કાન પાકે જ નહિ,

૧૦. કાન વિંધાવાથી છેદ પાકે તો ધૂપેલમાં મીઠુ તથા ઉદરની લીડીઓ ખદખદાવી ચોપડવી.

૧૧. કાનમાં જીવડું પેશી ગયું હોય તો મીઠાનું ગરમ પાણી કરી ખમાય તેવું ગરમ રાખી કાનમાં રેડવું, અગર તેલનું ટીપું પાડવું. **ટીપ**—કાન ધોયા પછી શળી ઉપર રૂ વીટીને કાનમાં શળી ફેરવી. કોરો કરવો—અથવા લીબોળીનું તેલ કાનમાં નાખવું,

૧૨. આંબો, બાવળ, વડ, ઉમરો ને લીમડાનાં કુમળાં પાન લાવી તેમાં ઉકાળવાં, ને પાંદડા બળી ગયે તેલ ઉતારી લેવું એ તેલ પાડવાથી કાન પાકતો બંધ થશે.

## નં. ૨૭ ઉપલીચું આ રોગ કોલેરા જેવો છે.

બાળક ફ્રરર ફ્રરર ઝાડે જાય છે—પાણી નીકળ્યાજ કરે છે ને સેજ તાવ પણ હોય છે ને ઝાડો તો ચાલુજ રહે છે, જો દવા લાગુ ના થાય તો મરણ થાય છે.

૧. પીપરમીટનાં ફુલ વાલ ૨ કપુર વાલ ૪ લોબાનનાં ફુલ વાલ ૨ અજમાના ફુલ વાલ ૨ ને અફીણ વાલ ૨ બારીક ભૂકી કરી એ તમામ ને કાચની કોરી શીશીમાં નાંખી તાપમાં મૂકવું

કે દીવાશળી સળગાવી તાપ આપવાથી તેલ થશે, તેનાં ત્રણ ટીપાં પાવલીભાર પાણીમાં નાંખી આપવાં બાળક છ માસથી નાનું હોય તો ૨ કે ૩ ટીપાં પાણીમાં આપવાં દવા કલાકે કલાકે પાવી–અફીણ હોવાથી ટીપાં થોડાં લેવા.

૨. કુદીનાનાં પાન, તુલશીના પાન, ડુંગળીનો કંદ, આદુ ને ચપટી અજમો સૌ વાટી તેમાં પાણી નાંખી ઘૂટવું તે કપડે ગાળી તે રસને ઠીકરાના કડકાઓ ગરમ કરી છમકારવા ને કલાકે કલાકે ચમચી ચમચી પાવો દર્દ નરમ ન પડે ત્યાં સુધી દવા પાવી.

૩. આ રોગમાં કપુર વાલ ૪ તથા અફીણ વાલ ૧ ની ગોળીયો ૧૦ કરી ઝાડો બંધ ન થાય ત્યાં સુધી આપવી બાળક નાનું હોયતો અફીણની ગોળી ત્રણ વખત દીવસમાં આપવી.

## નં. ૨૮ બાળકને કોહો નીકળો હોય (ચેપીચોવા)

૧. વગડામાં જીલો જેવા પાંદડાના ગળીના છોડ થાય છે તેનાં પાન લાવી ધુટીને શરીર ઉપર ચોપડવા

૨. બજારમાં ગળી મળે છે તે લાવી ચોપડવી

૩. મોદ્દારસંગ ઘસીને ચોપડવો

૪. કણજીના મૂળની છાલ ઘસીને ચોપડવી

૫. વરણાનું ઝાડ થાય છે તેની છાલ ચોપડવી

૬. પીપળાની ખરવડ પાણીમાં ઘસીને ચોપડવી

## નં. ૨૯ બાળકને દૂધ ના પચેને ઉલટી થતી હોય તેની દવા

૧. કળી ચુનાનો ગાંગડો ફુટયા વગરનો રૂ ૨॥ ભાર પાણી શે ૧ કલાઇવાળી તપેલીમાં લેઇ કળી ચુનાનો ગાંગડો નાખી ઢાંકી દેવું પછી કલાક પછી ઉપરનું નીતરેલું પાણી શીશામાં ભરી લેવું તેમાંથી દરરોજ બાળકને ચમચી ચમચી પાવું બાળક છ માસથી નાનું હોય તો દૂધ મેળવવું

## નં. ૩૦ બાળક દાઝયું હોય તેની દવા

૧ માથાના વાળ પાણીમાં વાટી બારીક કરી ચોપડવું.

૨ ટોપરૂ ઘસી ચોપડવું.

૩ કાંસાની થાળીમાં તલનું તેલ, તથા ચુનાનું નીતર્યું પાણી નાંખી હાથે ઘૂંટી મલમ થાય તે ચોપડવો.

**બાળકને વરસાદની હેલીમાં સરદી થઇ હોય તો. નં. ૩૦**

૧. તેલમાં અજમો ખોખરો કરી નાંખી ખદખદાવી કપડે ગાળીને તેલ શરીરે માલેશ કરવું.

૨. ગરમ પાણીમાં પાવલીભાર રાઇની ભૂકી નાંખી હલાવી છોકરાને ૧૦ મીનીટ પાણી અંદર ઉભો રાખવો.

૩. ગરમ કપડા પહેરાવવાં. સગડી ઓરડામાં રાખી હવા ગરમ કરવી ને જરા જરા શરીરે શેક કરવો.

**ઉંદરી માથે થઇ હોય તો. નં. ૩૧**

૧. પાડાવેલાના ડીંડવાનો રસ માથે ચોપડવો.

૨. લીંબુનો રસ ચોપડવો ને તે ઉપર તેલ ઘસવું.

૩. ખાટી છાશથી માંથું ધોવું.

૪. બાવટાનો રોટલો એક તરફ ચઢાવીને કાચી બાજુનો માથા ઉપર બાંધવો. બાંધતા પહેલાં તેલ માથા ઉપર ચોપડવું. દી. ૩

**બાળકના શરીરને ફોલ્લીઓ નીકળે તેની દવા. નં. ૩૨.**

૧. દૂધ દહી ને છાશથી નવરાવવું ને આખા શરીરે માખણ ચોળવું.

૨. રતાંદળી ઘસી શરીરે લેપ કરવો.

૩. દારૂડીના લીલા છોડ બાફી તે પાણીએ નવરાવવો.

**બાળકને વાછૂટ થતી ના હોય તો. નં. ૩૩.**

૧. કાચકાને સેકી તેની મીંજ સંચળ ને હીંગ સમભાગ નાંખી વાટી ફાકી કરી ગરમ પાણી સાથે ચપટી ચપટી આપતા રહેવું.

**બાળકને શરીર ઉપર વાગ્યું હોય સોજો હોય ને ઢીમણું થયું હોય તો. નં. ૩૪**

૧. હળદર મીઠું ખદખદાવી ઠંડુ થયે ચોપડવું.

૨. મેદા લકડી સાજીખાર ને આંબાહળદર પાણીમાં ઘસી ખદખદાવી ગરમ ગરમ ચોપડવું.

૨. આવલનાં પાંદડા ખાંડી મીઠું હળદર નાંખી પાણીમાં ખદખદાવી ભરવાં.

## નાકમાં આગરૂ થયો હોય તો. નં. ૩૫

૧. રતાંદળી પાણીમાં ઘસીને ચોપડવી.

૨, ગાયના ઘીમાં કપુર ઘસીને નાકે ચોપડવું ને સુંઘવું.

## સળેખમ થયું હોય તો. નં. ૩૬

૧, નાકે દીવેલ ગરમ કરીને ચોપડવું ને આંગળી ગરમ કરી સેકવું.

૨. અફીણનો કસુંબો કરીને નાકમાં પાડવો તથા નાક ને કપાલ ઉપર કસુંબો ચોપડવો.

૩ શરદીથી સળેખમ થયું હોય તો સૂંઠ મરી ને પીપરનો ગોળમાં ઊકાળો કરી ત્રણવાર પાવો.

## બાળકના માથામાં ખોડો થયો હોય તો. નં. ૩૭

૧. લીંબુના રસમાં ગોળ નાંખી જરા ગરમ કરી માથે ચોપડવું, સારી રીતે પલળે એટલે સાબુથી માથુ ધોઈ નાંખવું, અથવા દહીંથી માથું પલળવા દેવું ને પછી ધોઇ નાંખવું.

## બાળકનું માથું ગરમ રહેતું હોય તો. નં. ૩૮

૧. માથે તેલ કે ધૂપેલ ઘસવું.

૨. માથા ઉપર સેવાળ બાંધવી.

૩. કપડામાં ભીની માટી બાંધી માથે મૂકવી.

૪. શેરૈયાની ભીડી પાણીમાં પલાળી માથે બાંધવી.

## ગાલ પચોરીયાં. નં. ૩૯

૧. કંથેરનું મૂળ ઘસીને ચોપડવું.

૨. સરગવાનું મૂળ ઘસી ગરમ કરી ચોપડવું.

૩. લીપણનો ભોંયરસો મીઠુ નાખી ખદખદાવી ચોપડવો ઉપર દેવતાનો શેક કરવો.

## બાળકને લાળ ચુતી હોય તો. નં. ૪૦

૧. જાયફળ ઘીમાં ઘસીને પાવું, ને લાળીયું રાખવું–તથા ફટકડી કાથો ને માયાં ત્રણેની ભૂકી કપડછીન કરી મોઢામાં ભભરાવવી.

## બાળકને હેડકી આવતી હોય તો. નં ૪૧

૧. બે આનીભાર સોડા બાઈકારમાં નવટાંક પાણી નાંખી સોડા તૈયાર કરીને પીવો.
૨, ઉનું પાણી પાવું.
૩. ચુનાનું પાણી પાવું.
૪. રાઇની પટી છાતી ઉપર મારવી.
૫. પેટ પર શેક કરવો.
૭. નાળીએરની કાચલી ઘસીને પાવી.

## અજીર્ણ કે આફરો ચડયો હોય ને પેટ ઢમઢોલ થયું હોય તો. નં. ૪૨

૧. પેટ સુધી ગરમ પાણીમાં ૦ા કલાક બેસાડવું.
૨. પેટ ઉપર શેક કરવો.
૩. અજમા તથા મીઠાની ફાકી કરી ગરમ પાણીમાં પાવી.
૪. કરીયાતાનો કડકો ઘસીને પાણી પાવું.
૫. વાવડીંગ અજમો ને સૂંઠ પાણીમાં વાટી ગરમ કરી ત્રણવાર છીપોલી છીપોલી પાવું.

## પેટ મોટુ થયું હોય ને બરોળ વધતી હોય તો. નં. ૪૩.

૧. દરરોજ કવીનાઈન ઘઉંભાર આપવું. ત્રણ માસ સુધી.
૨. જુલાબ આપવો.
૩. સાદો ખોરાક આપવો.
૪ પારાનો મલમ બરોળ પર ચોપડવો.
૫. સવાનો ઉકાળો પાવો—સવા ખોખરા કરાવી ને ગોળ નાંખી ઊકાળીને તે પાણી પાવું.

૬. ખોરાક સુક્ષ્મ લેવો. અજીર્ણ થાય તેમ કદી કરવું નહિ.
૭. ખરસાણીની ડોંડીઓ ગરેલી વીણી લાવી હાંલ્લામાં ભરી માંહી વાટેલું મીઠું નાંખી મોં કપડ મટીથી બંધ કરી બાળી મૂકવી. પછી વાટી ભૂકી કરી વાલ ૨ દરરોજ પાણી સાથે આપવી.

## બાળકને ઝાડાનો બંધકોષ રહેતો હોય તેની દવા. નં. ૪૪

૧. દેશી ચોખ્ખુ એરંડીયું (દીવેલ) સવારમાં ચમચી ભરી પાવું.
૨. ચાની ભૂકી સાથે મેઢીઆવલ (સોનામુખીના પાન) ચપટી નાંખી ચા બનાવી પાવી.
૩. સીક્રાતરીયો ચોખ્ખો એળીયો ચણાની દાળ જેટલો પાણીમાં ઓગાળી પાવો બાળક નાનું હોય તો મગ જેટલો પાણીમાં પાવો.

## નસકોરી ફુટતી હોય તો. નં. ૪૫

૧. માથા ઉપર ઠંડા પાણીની ધાર કરવી.
૨. તાળવા ઉપર કાળી માટી ભરવી.
૩. પાણી શે. ૧ માં ફટકડી બે આની ભાર નાંખી તે પાણીથી નાક ધોવું.
૪. માથે બરફ મૂકવો. શરૈયાની ભીડી પલાળી મૂકવી.
૫. નદીની શેવાલ માથે મુકવી.

## રતવા દવા. નં. ૪૬

આ રોગ સ્ત્રીના કોઠામાં ગરમી થવાથી બાળકને લાગુ પડે છે. માટે જો રતવા મટાડવો હોય તો પ્રથમ સ્ત્રી જાતીને નીચેની દવા આપી કોઠાનો રતવા મટાડવો.

૧ રોઝના લીડાં વગડામાં મળે છે તે શે. ૧ મંગાવી તેમાંથી ૭ ભાગ પાડવા. તેમાનો ૧ ભાગ માટીના લોટામાં સાફ ધોઇ નાંખી રાત્રે પલાળવાં ને સવારે ચોળી મસળી કપડાથી ગાળી, સાકર નાંખી દી. ૭ પાવાથી કોઠાનો રતવા જશે.

૨. થોરીનાં લાલ જીડવાં રોજ ૧૦ નંગ પાણીમાં ચોળી મસળી કપડાથી ગાળીને સાકર નાંખી દી. ૭ પીવાં.

૩. આંબળાનું ઘી બનાવી તે ખાવું.

૪. મંજીષ્ટાથી ક્વાથ માસ ૨ પીવો.

૫. લીમડાની ગળોનો ઊકાળો દરરોજ ૪ તોલા ગળોના કડકા શે. ૧ાા પાણીમાં ઉકાળી રૂ. ૧ા ભાર ચોખ્ખા દીવેલ સાથે સવા મહીનો પીવો.

રતવા વાળી સ્ત્રીનાં છોકરાં મોટાં થાય તેમ રતવાની ગાંઠો નીકળે છે, તે પાકતી નથી, તે ગાંઠો ઉપર દીવસમાં ૧૦ વખત અળશીની પોટીશ ખમી શકે તેવી ગરમ બાંધવી ને ઠંડી પડે કાઢી તુરત બીજી મૂકવી. પછી ગાંઠ પાકી માંહીથી રકત વહી જશે, તેને રૂઝાવા દેવી નહિ. ગાંઠ ઉપર સીતાફળીનાં પાન બાફી બાંધવાં, રોજ તે ગુંમડું વહેવા દેવું, પછી ખરાબ રસી વહી જશે એટલે એજ પાન ભોંય લાવશે.

૧ રતવાનું શરીરમાંથી ઝેર મટાડવાની દવા. જેઠીમધનાં મુળ શે. ૧ પાણી શેર ૪ માં ઉકાળી શેર પાણી રહે ત્યારે તેમાં તો. ૧૦ તલનું તેલ નાંખી એક રસ કરવું, તે રોજ આખે શરીરે માલીશ કરવું ને રાત્રે નવરાવવું

૨ રતવાની ગાંઠ ઉપર દેવદારના લાકડામાં ગાંઠ થાય છે તે દી. ૪ પાણીમાં ઘસી ચોપડવી.

૩ ઝેપટીના પાનનો રસ ગાંઠ ઉપર ચોપડવો.

૪ ૧૦૦ કે ૨૦૦ વખત પાણીમાં ઘી ધોઇ ગાંઠ ઉપર ચોળવું.

૫. રતવાથી શરીર ઉપર આગ ઉઠતી હોય તો જેઠીમધનો ઉકાળો કરી શરીરે ચોળવો.

૬. રતાંદળીને વાળો ગુલાબજળમાં ઘસી શરીરે લેપ કરવો.

૭. વાંદરાની ખોપરી ઘસીને ચોપડવી. દેકામાળી ધાવણમાં રતી પાવી.

૮. રતાંધળી સોનાગેરૂને ગળીનો લેપ કરવો.
૯. વગડામાં ગળીના છોડ થાય છે તેના પાન લાવી તેનો રસ પાણી નાંખી શરીરે ચોપડવો ઝીલ જેવા છોડ થાય છે.
૧૦. કપાસના છોડનો રસ શરીરે ચોપડવો.
૧૧. પીપળાનું છોડું ને રતાંદળી પાણીમાં ઘસી પાય તો રતવાનો ચેપ ઉડે નહિ.

આ રોગ સ્ત્રીઓને કોઠે હોય છે. ઘણું કરી લોહીમાં બિગાડ થવાથી ગર્ભસ્થાનમાં જે લોહીનું બાળક બને છે. તે ખરાબ લોહીની અસર બાળકના શરીરમાં રહે છે. પછી જન્મ થતાંની સાથેજ જો ઝેર વિશેષ હોય તો રોગ લાગુ થાય છે. રતવા વાળી સ્ત્રીનું બાળક જન્મ વખતે વધારે રતાશ પડતું હોય છે તેનાં નાક મુખ ગુદાને પેશાબ કરવાની જગાએ ચામડી રાતી અને આળી હોય છે. આ રોગ માતાના શરીરમાંથી બાળકને લાગુ થાય છે. માટે રતવાનો રોગ માતાના શરીરમાંથી નાબુદ કરવો જોઇયે.

## રતવા વાળી સ્ત્રીની દવા. નં. ૪૭

૧. લીલાં આંબળાંનું કીટ્ટુ. અથવા ઘી. બને છે તે ખાવું.
૨. આંબળાંનો મોરબ્બો.
૩. મંજીષ્ટદિ કવાથ.
૪. સારસા પરીલાનાં મૂળનો કવાથ.
૫. ગળોને એરંડીયું સવા માસ પીવું.

ગળો નવટાંકનો શેર પાણીમાં ઉકાળો કરવો તેમાંનું પાશેર રહે ત્યારે ગાળી એરંડીયું એક બે ત્રણ ઝાડા થાય તેટલું રૂ. ૧ થી રૂ. ૨॥ સુધી વધારી પીવું.

## રતવાની જાતો.

(૧) આગરૂવાળો રતવા—એ ઉપાય આગરૂ રોગોમાં લખ્યો છે.
(૨) સુકગળાનો રતવા—એનો ઉપાય ગળુ પડયું તેમાં બતાવ્યો છે ગંધકનું ખાપરીયું વા. ૧ દૂધ સાથે.

(૩) **લીલો રતવા**—એનો ઉપાય-ગંધકનું ખાપરીયું તથા શંખજીરાનું ખાપરીયું દૂધમાં પાવું વાલ. ૧ સાકર સાથે.

(૪) **ગુમડીયો રતવા**—રતાંદળી ચોપડવી. ને અળશીની પોટીસ વારેવાર બાંધી ગાંઠો ફોડી ઝેર દૂર થવા દેવું.

(૫) **આગીઓ રતવા**—એનો ઉપાય સુખડ તથા રતાંદળી ઘસીને પાવી. ગુલકંદ બાળકને ખવરાવવો.

આ રોગના ખાસ ઉપાય માતાએજ કરવાના છે અને તેની ખાસ દવા તો.

૧. હરડે પાક. આંબળાંનો મોરબ્બો. ગુલકંદ સારસા પરીલાનો મૂળનો કવાથ-આયોડીન ખાર વાલ ૧ માપસર નાંખી પીવો મંજી-ષ્ટાદિ કવાથ છ માસ પીવો જોઇયે. અને ગામડામાં હાથથોર થાય છે. તેનાં જીંડવા રાતા રંગના થાય છે તેના ઉપર ખજુળી વાળા બારીક કાંટા હોય છે. તે કાઢી ઘુંટી એવડા કપડામાં ગળી માંહી સાકર નાંખી. સવા માસ પીવાથી ગરમીના રોગ. તથા રતવા મટી જાય છે. જીંડવાનો રસ દરેક સ્ત્રી શે. ০ાા સુધી દર ટંકે પી શકે છે.

**બાળકની આંખમાં મેશ ઘાલે છે તે પાડવાની રીત નં. ૪૮**

રૂની ચાર દીવેટો બનાવી. તેને નીચે પ્રમાણે પલાળવાની છે.

૧. ગાય કે ભેંસના ખરેટામાં. ( જે દિવસે વિહાય તે દિવસનું દૂધ. )

૨. ભાંગરાના રસના પૂટ. બે. દીવેટને આપવા.

૩. આકડાના દૂધમાં પૂટ. ૧ (દીવેટ દૂધમાં પલાળી સૂકવવી.)

આ ત્રણ જાતની મેંસો પડે છે. જે દીવસે મેંસ. પાડવી હોય ત્યારે કપુર ૧ પૈસાનું ને ઇલાયચી કણ ૧૦ વાટી રૂમાં મૂકી પેલી દીવેટો ઉપર પડ ચઢાવવું. પછી દીવેલમાં કે ઘીને ઉનું કરી તેમાં પલાળવી. પછી જમીનમાં ઈંટો બહાર દેખાય નહિ એટલો ખાડો કરી. ત્રણ ઈંટના કડકા ખાડામાં ગોઠવી, દીવેટો શકોરામાં મૂકી. પછી સળગાવવી. પવન બહુ લાગે નહિ તેમ રાખવું પછી દીવાની

શેગ ઉપર કાંસાની થાળી છતી મૂકી ઉપર થાળીમાં ઠંડુ પાણી ભરવું, ને ગરમ થઇ જાય તો ગરમ પાણી કાઢી ઠંડુ ઉમેરતા જવું. એમ સરત રાખવી. જો પવનથી દીવેટની ધુમાડી જતી રહેશે તો મેશ પડશે નહિ. ને પવન નહિ લાગે તો થાળી તળે મેંશનો ડુંગર બાઝશે.

આ મેંસ સવારમાં ચપ્પુવતી ઉતારી લઇ તેમાં વાલ ૧ બરાસ નાંખી ઘુંટવી પછી ગાયના ઘીમાં મેળવી મલમ જેવી કરી ડબીઓ ભરવી સૌથી સારી મેંસ ખરેટાની બીજી ભાંગરાની ને ત્રીજી આકડાના દૂધવાળી દીવેટની બને છે બનાવાની રીત ત્રણેની સરખી છે. મેંસમાં ગાયનું ઘી નાંખી મલમ જેવી કરવી.

## છોકરાંને ખસ થઈ હોય તેનો ઉપાય. નં. ૪૯

૧. દારૂડીયાના છોડ લાવી ખાંડી તે રસ ખસવાળી જગ્યાએ વિસ્તાર પૂર્વક ચોપડવો.
૨. દારૂડીયાનું પીળું દૂધ નીકળે તે ચોપડવું.
૩. સુખડનું તેલ ચોપડવું,
૪. પારાને મૂળાના રસમાં ઘુટીને ચોપડવો.
૫. લીંબુના રસમાં મીઠુ નાંખી ચોપડવું.
૬. કાચલીના ચુવામાં ગંધક નાંખી ચોપડવો.
૭. આંબળસારો ગંધક લાવી ખાપરીયું કરી ઘીમાં ચટાડવું. ઉપર દૂધ પીવું.
૮. ગંધકની ભૂકી કણુજીયા તેલમાં ઘુટી ચોપડવું.
૯. ગંધક ખડીયોખાર હરતાળ મનશીલને વાટી વસ્ત્રગાળ કરી શેર ૧ કણુજીયામાં એક રસ કરવી. પછી માટીનું લોટું રીઢું લાવી તેમાં બધુ ભરવું. પછી જમીનમાં ખાડ કરી છાંણા સળગાવી તાપ કરવો. પછો લોટાના કાના આગળ વાંસડાનો ચીપીયો કરવો. તે ચીપીયામાં લોટાના કાના

ઘાલી દોરીથી બાંધવું. દોરી ઉપર છાણુ માટી ચોપડીને સૂકાય ત્યારે દેવતા ઉપર મૂકવું. પછી તે દવા તપીને ભડક ભડક ૩ વાર થાય, ત્યારે ઉતારી લેવું. ને ત્રાંબાની કથરોટમાં પાણી ભરી રાખ્યું હોય તેમાં લોટામાંની દવા ઠાલવવી થોડીવાર ઘરમાં લાવી ઢાંકી મૂકવું. પછી પાણી ઉપર દવાનાં તર બાઝશે, તે ઉતારી પહોળામોંના વાસણમાં ભરી મૂકવું. ને જરૂર પડે ખસવાળાના શરીરે ચોળવું કે તુર્ત ખસ જશે. દવા ત્રણ દિવસ ચોળવી. રાત્રે છાણ શરીરે મસળીને સ્નાન કરવું.

૧૦ પારો તો. ૧ ગંધક તો. ૨ મનશીલ તો. ૧ ખડીઓખાર તોલો ૧ મરી તોલો ૧ માળવી બાવચો તોલો ૧ મોરથુથું તોલો ૦ાા પ્રથમ પારા ગંધકને ખલમાં મેંસ થઇ જાય ત્યાં સુધી ઘુંટવો; પછી ઉપરની દવાઓ દરેક જુદી જુદી ઘુંટોને મેળવવી. તેને ગાયના ઘીમાં મલમ કરી ચોપડવાથી ખસ લુખસ મટી જાય છે. દીન ૩ માં.

૧૧ વાંદરાની હગાર બાળીને કણુજીયામાં ચોપડવી.

## નંબર ૫૦.

ખરજવાની દવા. અનુભવ સિદ્ધ કરેલી. પારો તો. ૧ આંબળ સારો ગંધક તો. ૧ મોરથુથુ તો. ૦ા ખડીઓખાર તો. ૧ સાકર રૂ. ૧ ભાર બાળેલા ચામડાની રાખ તો. ૧

પ્રથમ લખેલી ચીજોને ખલમાં ઘુંટી કાજળી કરવી. તે કાજળી ધન્તુરાના મોટાં જીંડવાં લાવી તેમાં કાજળી ભરી દેવી. તેના ઉપર છાણ માટીની ગાર કપડામાં ચોપડી જુદુ જુદુ જીંડવું વીટી ઉપર ગાર ચોપડવી. પછી પાંચ છાણાં સળગાવી જીંડવાં પકવી કાઢવાં. તે બળવા દેવાં નહિ; પછી તેને ખાયણીમા ઘાલી ખાંડીને મલમ જેવું કરવું. પછી બાકીની ચીજ ઝીણી વાટી કપડ છીણુ કરેલી ખાંયણીમાં નાંખી ખાંડવું. પછી લસણની કળી રૂ. ૧ ભાર કુંગળીનો

ગાંઠીયો રૂ. ૨ાા ને હળદર દળેલી રૂ. ૧ા ભાર તે ત્રણુને પથ્થર ઉપર વાટી મલમ જેવાં કરવાં. પછી સર્વે દવા ભેગી કરી દેવી તે દવાને ગાયના ઘીમાં ઘુંટીને ભરી મૂકવી તે ચોપડવાથી ખરજવું ખસ જશે. ને દાદર પણુ જશે.

## બાળકો ને મોટા માણુસને ચર્મની ગોળી નં. ૫૧.

શુદ્ધ કરેલાં ઝેરકોચલાં, ખાખરાના બીજ, બોડી અજમો, વાવડંગ અતિવિખની કળી, પીપર, ઇંદ્રજવ, ઇંદ્રવરણાની જડ. સેકેલા કાચકાના ગોળા. હીંગનો રસ. લીંબોળીની મીંજ એ સૌ સમભાગે લેઇ તેમાં પાપડીઓ ખાર અથવા સાજીનાં ફુલ દવાના સઘળા વજન જેટલાં નાંખી કુવારના રસમાં સર્વેને ઘૂંટીને લગદી તૈયાર કરવી. પછી સોપારી જેવડી સોગટાના આકારે ગોળીઓ કરવી. પછી જરૂર પડે ત્યારે ઉમ્મરના પ્રમાણુમાં પાણીમાં ઘસી પાવી. ને બીજે દિવસે જુલાબ એરંડીયાનો લેવો. વળી ગોળાના દરદી માટે બોરના ઠળીયા જેવડી ગળી શકાય તેવી ગોળીઓ વાળવી. સાજીનાં ફૂલ તો. ૦ા પાણીમાં પાઇ દેવાથી તુર્ત ગોળો બેસી જાય છે. પણુ મૂળ મૂકીને જતો નથી. પણુ આ ગોળીયોથી ગોળાનું દર્દ નાશ પામે છે ગોળીઓ માસ ૧ ગળવી જોઇયે.

## છોકરાને સરદી મટાડવા પાણીનો ઉપચાર નં. ૫૨.

પાપડીયો ખારો અથવા ઉસ અથવા મીઠું એમાંથી જે હાજર મળી શકે તે તથા લીમડાનાં પાન પાણી નાંખી દેગડીમાં ઉકાળવાં. પછી ગાળીને ઉંચી પવાલીમાં ભરી ખમાય તેવું ગરમ રહે એટલે ૧૦ મીનીટ બાળકને માંહી ઉભું રાખવું. પછી કાઢી લોહીને કોરૂ કરી સુવાડી દેવું. એમ ત્રણુ દિવસ એજ પાણી ગરમ કરીને તેમાં બાળકને દશ મીનીટ ઉભું રાખવું વળી એની વરાળ આપવાથી સરદીને તાવ ઉતરી જાય છે. ન્હાણુના ખાટલામાં બાળકને સુવાડી જે વાસણુમાં વરાળ કરી હોય તેને ખાટલા નીચે મૂકી

બાળક દાઝે નહિ તે જોવું ઢાંકણું થોડું થોડું ઉઘાડી જોઇતી વરાળ લેવી. બાળક ઉપર પીછોડી ઓઢાડી રાખવી. મોં ખુલ્લું રાખવું બાળક નાનું હોય ને ખાટલામાં ન સૂવે તો માએ બાળક લેઇને બેસવું.

**કમળાની દવા નં. ૫૩.**

તમાકુમાં ખાવાનો કળીચૂનો પલાળેલો લાવી તેની બોર જેવડી સાત ગોળી કરી મોટા માણસને દહીં નવટાંકમાં ખવરાવવી ને બાળકને અર્ધી કે પા તેના ગજા પ્રમાણે દહીમાં ખવરાવવી પછી કોગળા કરી ઘી મોઢામાં ચોપડવું.

નવસાગર રૂ ૧) ભાર પાણી શે. ૧॥ માં નાંખી સીસો ભરવો. તેમાંથી ગજા માફક અધોળ પાણી પીવું દી. ૧૦–૧૫.

ઉપરની સર્વ દવાઓમાંથી જેને જે પસંદ પડે અને ઝટ મળી શકે તે અંદર બતાવ્યા પ્રમાણે કરવી દવાઓ ઝેરી નથી વાપરી જોયેલી છે અને ઉમરના પ્રમાણમાં કરીને પાવાની છે.

**બાળકની ડુટી પાકી હોય તો દીવેલને મધ ચોપડવું નં. ૫૪.**

**બાળક વહેલું બોલવા શીખે માટે અકલગરાની ભૂકી જીભપર ઘસવી નં. ૫૫.**

**બાળક નિરોગી રહે ને તાવ ઉલટી ખાંસી ઝાડો મટે તેવી દવા નં. ૫૬.**

અતિવીખ કાકડાશીંગને જેઠીમધનું સમભાગે ચૂર્ણ કરી રતી ૧ મધમાં ચટાડવું.

## પરચુરણ દવા.

### ૧. ગંધકનું ખાપરીયું બનાવાની રીત.

આંબલસારો ગંધક તોલા ૫ લાવી નાના નાના કડકા કરવા પછી તપેલીમાં ગાયનું શેર ૧ દુધ નાંખી મોં ઉપર કપડું ઝોળી થાય તેમ બાંધવું તે ઝોળીમાં ગંધકના કડકા મુકવા પછી તપેલીના કાંના ઉપર ફરતી ભીની માટીની પાળ કરવી તે ઉપર બંધ બેસતી લોઢી

ઢાંકી દેવી. ને પછી લોઢી તળે માટીવાળું ચીથરૂં કરી ગોળ લપેટવું કે ગંધકની વરાળ થઇ જતી ના રહે. પછી લોઢી ઉપર છાંણાનો સળગતો દેવતા મુકવો. એટલે તાપથી ગંધક ઓગળી કપડામાંથી ગળાઇને દુધમાં પડશે કપડાની ઝોળી બહુ ઉંડી ના કરવી તેમ થાય તો ગંધક ઓગળતો નથી માટે ઝોળીમાં એક ત્રાંબાનો ઢબુ મૂકી દેવો કે તે ગરમી ચુસીને ગંધક ઓગાળશે.

તમામ ગંધક ગળીને દુધમાં પડશે તે દુધમાંથી ગંધકના કણુ બહાર કાઢી ધોઇ નાંખવા, તે પછી કોરા થયે વાટી શીશીમાં ભરવા તેમાં દર તોલે ોા તોલો સાકર, ને પા તોલો એલચીના દાણા ઘૂંટીને નાંખવા અગાઉથી સાકર નાંખવી નહિ આ ખાપરીયું ગળી ગએલાં ને ખસવાળાં બાળકને ગુણ આપે છે. ઘીમાં ચટાડવાથી લોહી વધે છે.

૨. ધાપાણનું ખાપરીયું, ધાપાણના પથરા લાવી દીવેલમાં પલાળી શકોરામાં મૂકી કપડછીણ કરી ભઠ્ઠીમાં મુકવાથી સફેત ભષ્મ થશે આ ખાપરીયું હાડકાં વધારવા તેમ શરદી વરાધને વાવળીમાં કામ આવે છે.

૩. શંખજીરૂ લાવી બારીક વાટીને તેનું ખાખરીયું બાળકને ગરમીનો રોગ હોય તો અપાય છે, તેમજ પ્રદર રોગમાં સ્ત્રીઓને દૂધ સાથે પીવા અપાય છે.

૪. તળાવમાંના શંખલા લાવી તેની ભષ્મ કરી અજમાની ભષ્મમાં સમભાગે મેળવી પાનના રસમાં પાવાથી સસણી મટે છે.

**વાવળી** ધાવતા બાળકને થઇ હોય તો **અ.** ધાપાણની ભષ્મ રતી ૧ ધાવણમાં આપવી **બ.** દાતણ જેવી જાડી લીમડાની લીલી ડાળી કાપી લાવી છાલ સાથે ભરસાળમાં બાફી તે ઘસીને તેનું પાણી દીવસમાં ત્રણવાર છીપોલી ભરી પાવું.

## સસણી માટે બીજી દવાઓ.

૧ ૭ વરસનો જુનો ગોળ એલચીના કણુ બે લેઇ વાટી ગળીને પાવો.

૨ અગથીયાનાં ફુલ બે સાકર સાથે વાટી પાવાં ઉમ્મર પ્રમાણે.

૩ બગીચામાં ખાટ ખટુંબરા જેવાં ખાટાં પાન થાય છે જેનું પાન વાવે તો ઉગે છે તે પાન દેવતાપર શેકી બાળકની છાતીએ બાંધવું.

૪ મોરના પીછાની કડી કરી બાળવી તેનો ધુમાડો આપવો બાળેલી વાલ ૪ રાખમાં મધ નાંખી ચટાડવું.

૫ ગરણી જેને તરકડી કહે છે તેનાં ફુલ આસમાની કે સફેત બે જાતનાં થાય છે તેની શીંગો થાય છે તેના બી લાવી શેકી ચૂર્ણ બનાવી ૦॥ વાલથી ૧ વાલ સુધી ગોળમાં પાવું.

૬ ગોરૂ ચંદન ચોખાપુર માતાના ધાવણમાં પાવું.

૭ ગોમુત્ર બે વાર કપડામાં ગાળી તેમાંથી ૦। તોલો લઇ માંહી હળદર વાલ ૨ ઘસીને દીન ૧ માં ત્રણવાર પાવું.

૮ પાપડીયો ખારો વાલ ૦॥ સવાર સાંજ ગોળમાં મેળવીને દીવસમાં ત્રણવાર પાવો.

૯ આદાના રસનાં ટીપાં ૫ નાગરવેલના પાનનાં રસનાં ટીપાં ૫ તેમાં ૧ લવીંગ શેકી વાટીને માંહી નાંખી પાવું દીન ૧ માં ૩ વખત.

૧૦ જૂનો ગોળ વાલ ૫ સાજીખાર વાલ ૨ પાણીમાં મેળવી દીવસમાં ત્રણવાર પાવું દીન ૩.

૧૧ પાન ઉપર દીવેલ લગાડી શેકી છાતી ઉપર બાંધવું.

૧૨ અગથીયાના પાનનો રસ તોલો ૦॥ પાવો તથા બીજો રસ શરીરે ચોપડવો.

૧૩. રેવંચીનો શીરો ડેકામાલીને એલચી ડુંટીની આસપાસ ચોપડવાં.
૧૪. ફુલાવેલી ફટકડી વાલ ૧ મધ સાથે આપવી.
૧૫. રતી ૧ નવસાગર ફુલાવેલો પાણી નાંખી પાવો.
૧૬. કારેલીના પાનનો રસ તોલા ૨ હળદર વાલ ૧ નાંખી દીનમાં બે વાર પાવું.

# પ્રકરણ ૫ મું.

## સંસારીક જ્ઞાન.

મનુષ્ય જે ઇચ્છાથી ગૃહસ્થાશ્રમમાં પડે છે. તે ઇચ્છા પૂરી પાડવા જે જે સંકટો વેઠે છે. તેનું કારણ સારી પ્રજા ઉત્પન્ન થાય એજ છે. જ્યાં સુધી પ્રજા ઉત્પન્ન થઇ નથી ત્યાં સુધી ગમે તેટલું દ્રવ્ય રળ્યો હોય, છતાં તેને સંતોષ થતો નથી. પણ થોડું રળ્યા છતાં જો સારી સંતતિ પેદા થઇ હોય તો સંસારમાં પૂર્ણ આનંદ માને છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે માણસ પ્રજોત્પત્તિ માટે કેટલો બધો તલસી રહે છે.

આ ઇચ્છા પૂર્ણ કરવાને તે કન્યા મેળવવામાં જેટલો પ્રયત્ન કરે છે, તેટલો પ્રયત્ન પ્રજા ઉત્પત્તિ કેવી રીતે કરવી તેને માટે પૂર્ણ કાળજી પૂર્વક વ્યવસ્થા કરી શકતો નથી. અને ભાવી ઉપર આધાર રાખી બેસે છે, અને પોતાની અકલનો ઉપયોગ કર્યા સિવાય કુદરત ઉપર સર્વ આધાર રાખે છે.

એક ખેતી વાડી કરી ગુજરાન .ચલાવનારા અભણ માણસ જમીન કેળવવામાં જેટલો અક્કલનો ઉપયોગ કરે છે. તેટલો ભણેલો માણસ પ્રજા ઉત્પન્ન કરવામાં પોતાની અક્કલ અને અનુભવનો ઉપયોગ કરી શકતો નથી.

અભણ ખેડુત જમીનની જાત, ઋતુ, જમીનની વરાપ, પાણીની સવડ, ખેડ, ખાતર અને બીજની ઉત્તમતા જોવામાં કાળજી રાખે

તેટલી કાળજી વિદ્વાન માણુસ પણ ગર્ભાધાન. સંસ્કારની તૈયારી કરવામાં રાખી શકતો નથી

ગર્ભાધાન સંસ્કાર કરવા માટે આગળના ઋષિઓએ ગુહ્ય સુત્રો રચેલાં છે પણ તેનું જ્ઞાન સંસ્કૃતમાં હોવાથી તે કેટલાકને મળી શકતું નથી ચાલુ જમાનામાં માણુસો શિક્ષિત દશામાં આવ્યા છતાં તેનું જ્ઞાન સંસારમાં યોજાતાં નર નારીઓને આપવાનું સુલભ કાર્ય કરી શકાતુ નથી તેમજ લોકલાજને લીધે આ બાબતનું જ્ઞાન મેળવી શકાતુ નથી તેથી મારા અનુભવને અલ્પમતિ પ્રમાણે આ લેખમાં જુજ જ્ઞાન મેં અનુભવેલું છે તે આ લેખમાં જણાવું છું.

ગર્ભાધાન કરવા પહેલાં સ્ત્રીની ઉમર કે ઋતુ પ્રાપ્તિ એકલી જોવામાંજ સારૂ પરિણામ આવી શકતું નથી એ સ્થિતિ તો ગર્ભાધાનની શરૂઆતનાં ચિન્હ બતાવે છે તે તેની પરિપકવ સ્થિતિ બતાવી શકતું નથી.

સાધારણ ખેડૂત પણ આંબાના ઝાડને પહેલવહેલો મોર આવે છે, ત્યારે તેને તોડી નાંખે છે. તેને કેરી બેસવા દેતો નથી, તેનું કારણ તે સમજે છે કે તેમ કરવાથી આંબાના ઝાડની વૃદ્ધિ થતી અટકી પડે છે. અને આંબાના ઝાડરૂપી શરીરમાંથી કેરીઓ રસ ચુસી વૃદ્ધિ અટકાવી દેશે એમ સમજી એક વરસ રાહ જોઇ કેરી બેસવા દે છે. પણ સંસારી માણુસ આટલી જરૂર જોગ ધીરજ પણ રાખ્યા સિવાય ગર્ભાધાન સંસ્કાર શરૂ કરે છે અને તેથી શરીરે નિર્માલ બની નિર્માલ પ્રજા ઉત્પન્ન કરી શકે છે.

કાચી અવસ્થામાં ગર્ભાધાન સંસ્કાર કરવાથી જનન ઇંદ્રિઓના જ્ઞાનતંતુ કમજોર પડી જાય છે. વળી જનન ઇંદ્રિમાં વિર્ય ખેંચી લેવાનું વિદ્યુત બલ છે તે નરમ પડી જાય છે અને સ્નાયુની રસોત્પાદક શકિતઓ નરમ પડી જાય છે તે જોઇએ તેવું

કામ આપી શકતી નથી, અને તેથી સ્ત્રી પુરૂષ ગર્ભાધાન સંસ્કાર કરવાને નબળાં પડી જાય છે, નબળાં પડવાથી ૨૫–૩૦ વર્ષ સુધી પ્રજા થતી નથી, આવી ઉતાવળ કરવાથી બંનેની જીંદગી રદ થાય છે, પછી પ્રભુનો ને નશીબનો દોષ કાઢી નિરાશ રહે છે,

આવી રીતે પુરૂષો પણ કાચી ઉમરે વીર્ય વય કરી શરીર શક્તિ ખરાબ કરી નાંખે છે.

આવી સ્થિતિમાં ગર્ભ રહી જાય તે બાળકો પરિપકવ પેદા થતાં નથી. પણ ગર્ભશ્રાવ કે ગર્ભપાત થાય છે, જીવતાં અવતરે તો રોગનાં સ્થાન તરીકે જીવી શકે છે બળવાન થતાં નથી.

## દોહરો.

અપકવ ફળના બીજને, વાવ્યે ફળ નહિ થાય.
બીજ બિચારૂ બગડશે, મિથ્યા મહેનત જાયઃ ૧

હાલમાં શહેરમાં ગરમી ચાંદીનાં દર્દો વધી પડયાં છે. છતાં કોણ ચેતીને ચાલે છે?

હવે હું ગર્ભાધાન સંસ્કાર કરતા પહેલાં કેમ વર્તવું તેનું સાધારણ જ્ઞાન જણાવું છું.

૧. ગર્ભાધાન સંસ્કાર પહેલાં રોગથી મુકત થવું.

૨. સ્ત્રી પુરૂષોનું ઘટ વિર્ય થવા માટે ઓછામાં ઓછું ત્રણ માસ બ્રહ્મચર્ય પાડવું.

૩. એક બીજાના દોષો માફ કરી પ્રેમ વધારવો.

૪. ચીંતા થાય તેવા કામથી દૂર રહેવું.

૫. શરીરની આરોગ્યતા વધારતા રહેવું અને તે માટે દૂધ ઘી ને સાદા ખોરાકનો ઉપયોગ કરવો.

૬. અનીતિના વિચાર દીલમાંથી દૂર કરવા.

૭. સ્ત્રીને ગર્ભાધાન કરવાના સમય પહેલાં સ્ત્રી પુરૂષે ચોખા દૂધ સાકર એલચી વીગેરે ખોરાક શરૂ કરવો.

૮. છેટે બેઠા પછી ક્ષેત્ર ચાર દિવસમાં શુદ્ધ થાય છે પણ વખતે રક્ત વહેતું હોય ને ગર્ભ રહે તો બાળકના શરીરનો રંગ શ્યામ થાય છે.

ગર્ભાધાન સંસ્કાર કરવાના દિવસ ૪–૬–૮–૧૦–૧૨–૧૪–૧૬ દિવસ કહેલા છે. તેમાં એકાદશી ને અમાવાસ્યા તજવાની છે.

ગર્ભાધાન સંસ્કાર કરવાનો સમય નક્કી કર્યો હોય તે માસની પુનમના દિવસે નીચેની દવા બનાવી ખાવાથી, તેજવાન બાળક પ્રગટ થઇ શકે છે.

બદામની મીજ છોડાં કાઢેલી શેર ૧.

એલચી રૂ. રાા ભાર.

કેશર પાવલી ભાર.

ગાયનું ઘી શેર ૧ાા સાકર શેર ૧ાા એ વસ્તુઓ તૈયાર કરી પુનમ પહેલાં ત્રણ દિવસ અગાઉ કુંભારને ઘેરથી કાળા રંગની દાથરી ૧ પાકી લાવી ઠંડા પાણીમાં ત્રણ દિવસ પલાળી મૂકવી.

પુનમના દિવસે એ દાથરીમાં ઉપરની વસ્તુઓ નાંખી ગાયનું ઘી ઉનું કરી ઠંડુ પડે નાંખવું. પછી સાકર દળેલી નાંખી હલાવવું. તેને રાત્રે ચંદ્રમાની ચાંદનીમાં ઊઘાડું મૂકવું. ચંદ્ર તેજ દાથરીમાં પડવા દેવું. ધ્રુવડ સુગંધી નીકળવાથી આવીને બિગાડ કરે છે. માટે બાર વાગ્યા સુધી જાગૃત રહેવું પછી લોઢાની જાળીનું સાધન હોય તે ઢાંકી મુકવું. આવી રીતે ત્રણ દિવસ ચંદ્રમાના તેજમાં દવા મુકવી. પછી દરરોજ સ્ત્રી પુરૂષે રોજ નવટાંક ભાર ખાવો. ખાધા પછી સંયમ પાળવો ને નિર્માણ કરેલા દિવસે ગર્ભાધાન સંસ્કાર કરવો આનંદ અને શાન્તિમાં દિવસ ગાળવો, અતિ શ્રમ કે મુસાફરી

તે દિવસે કરવી નહિ. ઇશ્વર સ્મર્ણું કરવું. ને પુત્ર કે પુત્રીની ઇચ્છા હોય તે હૃદયમાં ધારણ કરવી.

ગર્ભાધાન સંસ્કાર વખતે માબાપની જેવી સ્થિતિ, કાળ આરોગ્યતા પ્રમાણે જન્માક્ષર પડી ચૂકેલા જાણવા. પછી તેજ પ્રમાણે તેની વૃદ્ધિ થવાની ! આ વખતે જેવા વિચાર શાન્તી ધીરજ આનંદ અને ખુશ મિજાજ તે જ પ્રમાણે બાળકમાં આવે છે. એટલુંજ નહિ પણ માત તાતની મગજ શકિત, કારીગરી કુશળતા નીતિ વીગેરે સારી કે ખોટી લાગણીઓ ગર્ભમાં પ્રગટી નીકળે છે. ગર્ભકાળમાં માતાની સ્થિતિમાં જે જે ઘટનાઓ બને છે. તેની અસર પણ ગર્ભને પહોંચે છે. આ સંસ્કાર થયા પછી સ્ત્રીએ પોતાના પતિનું મુખ જોવું પુત્ર કે પુત્રીની ઇચ્છા હોય તેવી ભાવના કરવી.

ગર્ભાધાન કાળમાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની છે. ખુલ્લી હવા, કસરત થાક ન લાગે તેવી. પેટ પર દબાણ ન કરવું. કૂડા ભેર બેશી માથે ભાર લઇ ઉભા ન થવું. ઈંટો માટી કોલસા ખાવા નહિ સાદો નરમ ખોરાક ખાવો કુદરતી હાજત રોકવી નહિ બહુ ઉજાગરા કરવા નહિ. વાયડુને ટાઢુ ખાવું નહિ, કાચાં ફળ ખાવાં નહિ, પાકાં ખાવાં ગરમ મસાલા ગરમ દવા કવીનાઇન. એળીયો ખાવો નહિ, ભારે જુલાબ લેવો નહિ. અજાણ્યા વૈદની દવા ખાવી નહિ. તાવ કદી આવે તો વીરણુના વાળા કાળી દ્રાખ રતાંજળી કે સુખડનો કવાથ સાકર નાંખીને પીવો.

ફીકર ચીંતા ક્રોધ અદેખાઇ કરવી નહિ તાંણીને ઘાંટો કાઢવો નહિ, બ્રહ્મચર્ય પાળવું. પાણીમાં ડુબકી મારવી નહિ. ભોંય ખોતરવી નહિ.

વેર ઝેર કે કંકાશ થાય તેવી વાતો કરવી કે સાંભળવી નહિ.

આ નિયમોમાં ભૂલ કરવાથી ગર્ભશ્રાવ ગર્ભપાત કે મૂઢ ગર્ભ થાય છે.

હરવા ફરવાનો માવરો રાખવો.

ગર્ભાવસ્થામાં છેલ્લા દિવસોમાં તાવ સોજા આવે તો સુવાવડ પછી કાળજીપૂર્વક દવા કરવી; ને સુવારોગનાં પડીકાનો ઉપયોગ કરવો.

સુવારોગની બાબત સુવાવડને લગતી છે, માટે સુવારોગની જાણીતી દવા નીચે મુજબ કરી શકાય છે.

ઈંદ્ર વરણાં મોટાં લીલાં નંગ ૪ લાવી કેરીનાં મેથીયાં પ્રમાણે આડો ને ઉભો અર્ધો કાપ મુકવો, ને થોડાક ભાગ ખોતરી કાઢવો તેમાં નીચેની ચીજોની ભૂકી ભરવી.

સૂંઠ—મરી, પીપર, તજ, અજમો, એળીયો, પીતપાપડો વાવડીંગ હળદર સર્વે સમ ભાગે લઈ વાટી વસ્ત્ર ગાળ કરી નરમ ગોળ સમાય તેટલો માંહી નાંખી ચોળી મસળી મસાલો ઈંવરણામાં ભરી દેવો. પછી માટી છાણની ગાર કરી, ચીથરાં પર ચોપડી તેની અંદર એક એક ઇંદ્રવરણું મુકી કપડું વીટી લેવું. એ ચાર ગોળા જુદા જુદા કરવા તેના ઉપર પણ ગોરમટી માટીનો થર કરી દેવો. પછી તડકે સૂકાવા દેવા; પછી છાણા નંગ ૧૨ ની વચમાં ગોળા મૂકવા. પછી છાણાં સળગાવવાં ને ગોળા લાલ રંગના થાય ત્યારે કાઢી લેવાં. પછી સાફ કરીને ખાંયણીમાં નાખી ખાંડી નાખવા. તેની રૂ ૧ ભારની ગોળીયો વાળવી. તે ગોળી રોજ સવાના ઉકાળા સાથે ભાગીને પી જવી દી. ૨૧ ખાવાની છે ઘી તેલ મરચું બંધ. બાજરી ગોળ કોદરી ખવાય.

---

# પ્રકરણ ૬

## સુવાવડ બાબત સૂચના

આ પ્રકરણ લખવાનો મારો વિચાર નહોતો પણ કન્યાશાળામાં આ પુસ્તક ઉપયોગી થઇ પડે તો બાળાઓને આ જ્ઞાનનો લાભ મળે તેમ જાણી મેં લખ્યું છે.

૧. ગર્ભ કાળ પૂરા થવા આવે તે પહેલાં ૧૫ દિવસ અગાઉ કોદાળી પાવડો સારી કાતર, ગળથુતીના માટે ઘી પતાસું બકરીની લીંડી, નાડાછડી, સાબુ, તેલ, ટરપેન્ટાઇન, ગોળ. ઓશીકા ને કેડે બાંધવાનો પટ્ટો તૈયાર રાખવો.

૨. સૂંઠ, જૂનો ગોળ ગળથુતી માટે માટીનો ચડવો, નાની માચી નાની ગોદડી, દૈયણનું ઘર જોઇ મુકવું. તેની પીછાન કરવી.

૩. સુવાવડની જગ્યા સ્વચ્છ હવાવાળી બહુ પવન ના આવે તેવી પસંદ કરવી.

૪. સુવાવડ માટે વાપરવાનાં કપડાં અગાઉથી નક્કી કરી મૂકવાં,

૫. ખાવા પીવા માટે સીધુ મા, ૧ નું તૈયાર કરી દેવું.

૬. ઝાઝાં બૈરાં ભેગાં થવા દેવાં નહિ.

૭. ચુંક કે વેણ શરૂ થાય કે દૈયણને બોલાવવી,

૮. ગરમ પાણીની વ્યવસ્થા કરી મૂકવી,

૯. ફેરા આંટા ખાનાર માણસ તૈયાર રાખવું,

બાળકનો જન્મ થયા પછી પ્રથમ નાળ ડુંટીથી ચાર કે છ ઈંચ રાખી, સુતરના દોરાથી બે ઠેકાણે બાંધી દેવો. બાંધ્યા બાદ વચમાં કાપ મૂકવો પછી બાળકના મોંમાંથી મેલ ચીકટ કાઢી નાંખવું ત્યાર પછી બાળકને કોકવરણા પાણીથી નવરાવવી નાની માંચીમાં

સુવાડવું. પછી ગળથુતી જુના ગોળને પલાળી ગાળી થી નાંખી છીપોલી છીપોલી પાવી ગોળ રેચક છે માટે બાળકને ઝાડો થઇ આંતરડાનો મેલ નીકળશે. પછી પતાસુ ને ઘીની ગળથુતી અપાય. બકરીની લીડીઓ કોઠો સાફ કરનારી ચીજ છે તેને પાણીમાં પલાળી, તે પાણી ગોળ ઘી કે પતાસુ નાંખી પવાય.

બીજું જન્મેલા બાળકના પેટનાં આંતરડા સાફ કરવા કુદરતે માતાના ધાવણમાં જુલાબ થાય તેવો ગુણ મૂકેલો છે, માટે બાળકને મા પાસે ધાવવા મૂકવું. તેમ ટરપીટન તેલ માતાના ગુહ્ય ભાગમાં ચોળવા ભૂલવું નહિં.

આ પછી માતાને સાફસૂફ કરી ખાવા માટે સાદો ખોરાક આપવો. ભારે અજીર્ણ થાય તેવો ખોરાક આપવો નહિ કારણ અજીર્ણ થવાથી તાવ લાગુ થઇ જાય તો પછી સુવારોગની શરૂઆત થવા માંડે છે. બાળક ૧૦ દિવસનું થયા પહેલાં કોઇને ચામડી ઉપર ફોલ્લા થાય છે તેને વધારવાં કહે છે તેના ઉપર ઘી ઉનું કરીને ચોપડવું.

**ધાવણ:**—બાળકનો માતાના ધાવણ ઉપર હક છે, માટે માતાએજ તેને ધવરાવી પોષણ કરવું જો ધાવણ ન આવતું હોય કે માતા રોગીષ્ટ હોય કે મરી ગઇ હોય તોજ ગાયનું દૂધ પાણી અરધુ નાંખી ગરમ કરી કપડે ગાળીને આપવું.

કદાપી ધાવ રાખવાની જરૂર પડે તો ધાવ રાખતા પહેલાં નીચે મુજબ બાબતો ધ્યાનમાં રાખવી.

૧. ધાવ જુવાન નિરોગી ને ધાવનાર બાળકની ઉમ્મરનું બચ્ચું હોય તેવી વિશ્વાસુ મળે તોજ રાખવી નહિ તો ગાયના દુધ ઉપર ચલાવવું.

## ધાવણુ વધારે લાવવાના ઉપાયઃ

૧. દુધનો ખોરાક વધારવો. ૨. લીલું ટોપરૂ ખવરાવવું લીલું ના મળે તો સૂકાં ટોપરાં લાવી રાત્રે ગરમ પાણીમાં પલાળી સવારે ગોળ સાથે ખાવા આપવાં.

૨. જવ છડી શેકી તેનો લોટ કરી દુધમાં નાંખી ખીર કરી સવારમાં માતાને નાસ્તા તરીકે આપવી.

૩. સુવા દાણા શેકી તેનો ઉકાળો આપવો તેમાં ગોળ તથા ઘી આપવું.

૪. જૂના ચોખાની કણકીની દુધમાં ખીર કરીને ખાવી.

૫. બાજરીનું ભૈડકું કરી તેમાં તાજુ દહી કે છાશ નાંખી ખાવા આપવું.

## ધાવણ ધવરાવવાની રીત.

બાળક ત્રણ માસનું થાય ત્યાં સુધી બબ્બે કલાકના અંતરે ધવરાવવું આવી રીતે કરવાથી તેને ધાવણનું અજીર્ણ નહિ થાય, ને વારંવાર ઝાડા નહિ થાય.

બાલકને છ માસનું થાય ત્યાં સુધી તેને રાતમાં થોડું થોડુંજ ધવરાવવું ને છ માસ પછી તો રાતમાં એકાદ બેવારજ ધવરાવવું.

વિલાયતમાં તો બાળક કેટલું ધાવે છે તે ધવરાવતા પહેલાં ને પછી જોખી જુંએ છે એટલે કેટલો તોલ વધે છે તે ઉપરથી જાણી શકાય છે.

બાળક ઉંઘતું હોય તો જગાડી ધવરાવવું નહિ: કારણુ ઉંઘમાં બાળક વૃદ્ધિ પામતું હોય છે

ધવરાવતાં માતાએ વિચાર કરવો નહિ, ક્રોધ કરવો નહિ તથા લડવાડ થાય તેવું બોલવું નહિ.

માતા રોવા કુટવા ગઈ હોય, તડકામાં ગઇ હોય, ક્રોધના આવેશમાં આવી ગઇ હોય તો બાળકને ધાવણ ઝેર સમાન થઇ પડે છે માટે સ્નાન કરી ધવાડવું.

લીલા કાચા રંગની ચોળી કે કાપડું પહેરવું નહિ તેની અસરથી બાળકને ઝેર ચઢેલું માલમ પડયું છે.

ધવરાવતી વખતે થાન માતાએ સ્વચ્છ કરી કપડાથી લૂછીને પછી બાળકને ધવરાવવું.

## પ્રકરણ ૭ મું.

## દુધ તૈયાર કરવાની રીત.

બાળક તદ્દન નાનું હોય ત્યારે દુધમાં ત્રણ ઘણું પાણીને જરા સાકર નાંખી એક ઉભરો આવે તેટલું ગરમ કરી કપડાથી ગળી નાંખી સ્વચ્છ શીશીમાં ભરી મૂકી થોડું થોડું પાવું દીવસનું દિવસે ને રાતનું રાતે પાવું.

૧. બકરીનું તાજું દુધ મળે તો ઉકાળવાની જરૂર નથી, બાળક જેમ જેમ મોટું થાય તેમ તેમ પાણી કમી કરતા જવું, દુધ પાવાથી ચુંક કે ઉલટી થાય તો ચુનાનું પાણી મેળવીને પાવું.

દુધ થોડે થોડે પાવાની ટેવ પાડવી, એકદમ પાવાથી તેના પેટમાં દુધનાં કોકડાં બાઝે છે.

બગડી ગયેલું કે ફાટી ગએલું દુધ પાવું નહિ દુધની મલાઇ કાઢી લેવાથી દુધ હલકું થાય છે ને પચે છે. દુધ પાતી વખતે કપડાપર પડે છે. તેથી છાતી ઉપર લુગડું વીટવું કે લાળીયાં બાંધી પાવું, પછી પાણીથી સાફ કરવું દુધમાં પાણી નાંખવાથી દુધ બગડતું નથી તે માલમ પડયું છે. નાનું બાળક બે કલાકથી વધારે

ઉંઘી ગયું હોય તો તેને જગાડી રમાડી પછી ધવરાવવું જો તેમ ના કરીયે તો બાળકનો કંઠ બેસી જાય છે.

બાળક જેમ જેમ મોટું થાય છે તેમ દુધ વધારે પી શકે છે પણ દુધની અછત હોય તો નીચે મુજબ ખોરાક તૈયાર કરવો.

વિલાયતી ખોરાક સારો આવતો હશે. પણ કયા દેશથી કેટલી મુદ્દત ઉપર બનાવેલો તેની ખાતરી શી? માટે દેશમાં વૈદોએ બાળકોના દેશી ખોરાક તૈયાર કરવા જોઈયે.

જવનો સાથવો. જવ જૂનાં લાવી છડી નાંખી તેની કળીયો કાઢવી, પછી રેતીમાં શેકવા. પછી દળી તેનો આટો ચાળી તૈયાર કરવો. તેમાંથી બાળકની શક્તિ પ્રમાણે દૂધમાં નાંખી ખીર કરવી. અથવા માંહી સાકર નાંખી ખવરાવતી વખતે ઘી નાંખી ચટાડવું. અને આવડત હોય તો તેની પૈસા જેવડી ચકતીઓ શેકીને બનાવવી.

ચણા શેકેલા લાવી. ફુટી ગએલાનાં છોડાં કાઢી ખલમાં વાટી તેનો ભૂકો કરવો. તેમાં સાકર નાંખી ઘી સાથે ચટાડવું—

સાબુ ચોખાને પાણીમાં ધોઈ નાખીને પછી પાણી નાખી ઉકાળવા પાવલીભાર ચોખા પાશેર પાણીમાં નાંખી ઉકાળવા. એક રસ થઈ જાય ત્યારે જોઈતું દૂધ નાખી ફરી ઉકળવા દેવું. પણ જાડુ ન થાય તેની કાળજી રાખી ઉતારી લેવું. ઉકાળતાં ૧ ચમચી સાકર નાંખવી. પછી ચમચી વડે પાવું.

ખાંડની ટીકડીઓ અને નાના બીસ્કુટ આવે છે. તે આપવા નહિ. કારણ બીસ્કુટતો ખમીર નાંખી આટો કોવાય ત્યારે જ બને છે તેમાં પોષ્ટિક તત્વ નાશ પામેલું કે ઓછું જ હોય છે.

મમરા શેલી મગફળી કાજુ અને અંજીર છોકરાને દાંત આવે ત્યારે ખાવા આપવાં.

નાના બાળકને દૂધ ખૂબ ઉકાળીને આપવાથી દૂધ ભારે પડે છે. તેમ દૂધ બહુ ઊકાળવાથી દૂધની પોષણકારક શક્તિ ઘટી જાય છે.

બહુ ગળપણવાળા પદાર્થો ઝાઝા ખાવાની ટેવ પડવા દેવી નહિ.

## પ્રકરણ ૮.

### આરોગ્યતા વિષે.

બાળકને ખુલ્લી હવા સ્વચ્છ પાણી ને કસરતની જરૂર છે; બાળક બેસવા ના શીખ્યું હોય ત્યારથી જ કુદરતે તેના હાથ પગ હલાવવાની જાણે સમજણ પાડી ના હોય તેમ તે હલાવ્યા કરે છે. આળોટવાની ને પથારીમાંથી ખસવાની તેને કુદરતી ટેવ હોય છે. જ્યાં સુધી તે સાજુ હોય છે ત્યાં સુધી પોતે રમ્યા કરે છે. બાળક જ્યારે સુસ્ત થઇ પડી રહે ત્યારે જાણવું કે તેને કંઇ વ્યાધિ થયો છે. ને સુખ નથી.

ખાવા પીવામાં ને ધવરાવવામાં નિયમિતપણું રાખવું એ પણ આરોગ્યતા સાચવવાનો જ માર્ગ છે,

પાણી ગળવાના ગરણાં પાતળાં આછા વણાટનાં કે કાણાવાળા ન રાખવાં, પણ ખાદીનાં જાડાં ગરણાં કાંણા વગરનાં રાખવાં ખરાબ ગરણાં રાખવાથી પાણીમાં જંતુઓ ને કચરો જઇ શકે છે. ને પાછળથી વાળાનું દર્દ લાગુ પડે છે.

રોગનો વાવર ચાલતો હોય ત્યારે પીવાનું પાણી ઉકાળીને ઠંડુ થયા પછી વાપરવું, ઉકાળતી વખતે સાફ કરેલી ઇંટનો ગરમ કડકો નાખવો. પછી ગળવું.

બાળક પોતાની મેળે રમી શકે એવડું મોટું હોય તો તેને રમવા દેવું. તેથી ભુખ સારી લાગે છે ને પરસેવો વળે છે.

નાનુ બાળક તાળીયો વગાડે કે ઘુઘરો વગાડે તે પણ કસરત છે. માટે ધવરાવ્યા પછી જમીન ઉપર ગોદડી નાંખી નાના બાળકને

ખાસ થોડી વખત રમવા દેવું, તે વખતે પગ પછાડે અંબળાય ઉંધું પડે એ બધી કસરત સમજવી.

શરીરમાંથી કચરો કાઢવા ને જ્ઞાન મેળવવા દશ દરવાજા મૂકેલા છે. તે વડે બાળક જન્મ્યું ત્યારથી જ્ઞાન લેવાજ માંડે છે, ને ચામડી તથા આંખનો ઉપયોગ પ્રથમથી જ શરૂ કરવા માંડે છે.

હાલનાં માબાપ ભણાવવાની ચીંતા રાખે છે, પણ કસરત કરાવી શરીર બળવાન બનાવાની કાળજી રાખતાં નથી. અંગ્રેજે પ્રથમ શરીર બળવાન બનાવાની કાળજી રાખે છે, તેથી તે બળવાન બને છે.

બાળકને આરોગ્ય રાખવાને ઊંઘની પણ જરૂર છે, માટે બાળક વધારે ઉંઘે તો ઉંઘવા દેવું, કાચી ઉંઘે વારંવાર ઉઠાડવું નહિ, સારી ઊંઘ એ શરીરને તાજુ કરનારને થાક ઉતારનાર છે, માટે બીછાનાં સ્વચ્છ માકણ ચાંચડ, વગરનાંને હમેશ ધોયેલાં વાપરવાં. કેટલીક વખત બાળકનાં ખોયાં સાફ કરવામાં આવતાં નથી. બાળક ઘોડીયામાં તે કારણથી ઉંઘતું નથી ત્યારે હીંચકા મોટા મોટા નાંખી ઉંઘાડી દેવામાં આવે છે એ કેટલી મુરખાઇ છે, તેનો વિચાર કરવો.

લાકડાનાં ઘોડીયાં કે પારણાં હોય તો સાબુ નાંખી ગરમ પાણી વડે કપડાના કુચાથી ઘસીને ધોવાં, તે પછી રોજ ઘાસતેલનું પોતું લાકડાં ઉપર મારી લેવું.

ઘોડીયાં મૂકવામાં જગ્યા પસંદ કરવામાં તેને હવા કેવી રીતે મળશે તેનો પૂર્ણ વિચાર કરવાનો છે, તેમ ઘોડોયા ઉપર મચ્છરદાની ખાસ રાખવી જોઇયે કે માખી મચ્છર અંદર જઇ ઉંઘમાં ખલેલ કરી શકે નહિ. તેમ આંખ ઉપર સામેથી અજવાળું આવવું ન જોઇએ

વળી ઘોડીઆ પાસેની ભીંતોમાં અને તેની પાસે પડી રહેતી ચીજોમાં માકણ ભરાઇ રહે છે. તે રાતે ત્યાંથી નીકળી ઘોડીયે ચઢીને બાળકને કરડે છે. તેથી બાળક રડે છે ને માબાપની ઉંઘમાં ખલેલ કરે છે.

નાનાં બાળકનાં બાળોતીયા ધોવાની કાળજી નહિ રાખવાથી તે મુતરવાળાં થઇ ગંધાય છે. માટે વારા ફરતી બદલી શકાય તેટલાં રાખવાં જોઇએ. તેમ ઋતુ પ્રમાણે જાડાં પાતળાં કરાવવાં.

બાળકને પહેરવાનાં કપડાં સાંકડાં ના કરાવવાં. તેમ મેલાં વાપરવાં ન પડે માટે ઓછામાં ઓછાં ચાર જોડ કપડાં શીવડાવવાં. ને રોજ ન ધોવાય તો તડકે તો નાંખવાં જ જોઇયે.

બાળકો ઊઘાડાં રાખવાથી ચોમાસા ને શીયાળામાં શરદી થાય છે ને ઉનાળામાં લુક લાગે છે. વળી શીઆળામાં છાતી ઉપર ખાદી કે ઉનના કપડાનો પટ્ટો વીંટવો જોઇયે.

શીઆળામાં બાળકને સરદી ના લાગે માટે તેલ અજમો નાંખી કકડાવી ગરમ કરી ગાળીને શીશીમાં ભરી મુકવું તે હેલી કે જાંગટામાં બાળકના શરીરે ચોળવું.

નાવા ધોવાની પણ માતાએ હમેશ કાળજી રાખવી.

જાડા ટુવાલથી શરીર લોવું જોઇયે, નવરાવતી વખતે માથા ઉપર બહુ ગરમ પાણી નાંખવું નહિ.

બાળકનું શરીર સુવાળું રહે ગરમી ફૂટે નહિ માટે દૂધ દહી છાસથી ચોળી મસળીને પછી નવરાવવું, તેલ ચોળવું.

હાલમાં કારટીક નામનો સાબુમાં ખાર આવે છે. તે ચામડીને બરછટ કરી મુકે છે, માટે આપણી જુની રીત બાજરીનો લોટ ને તેલ ચોળીને નવરાવવાથી મેલ કપાય છે. સાબુ ચામડીને નુકશાન ના કરે તેવો પૈસાદાર લોકો વાપરે તો તેમને માટે ઠીક છે.

કેટલીક વખતે બાળકનાં વળામણ કોહી જાય છે, જે ઠેકાણે ચામડી કોહી હોય ત્યાં પાણીથી ધોઇ ઘી ચોપડી ઉપર માટલાં ઉપર રજ કે કાથાની કે શંખજીરાની ભૂકી ભભરાવવી.

નવરાવ્યા પછી બાળકનાં બધાં અંગ વાળવાં, ને જનન ઈંદ્રીઓ તપાસી પાણીવડે સાફ કરવી.

બાળકને નવરાવવાની જગ્યા બહુ પવન આવતો હોય ત્યાં રાખવી નહિ. તેમ નવરાવતાં કાનમાં પાણી પેશી ન જાય માટે રૂનાં પુમડાં કરી કાનના છિદ્રમાં ખોસવાં.

ઓરી અછબડા કે શીળીનું જોખમ ભોગવવું ના પડે માટે બાળક ત્રણ મહીનાનું થાય કે બળીયા ટંકાવવા.

રોગના વાવર ચાલતા હોય ત્યારે બાળકને શરદી લાગવા દેવી નહિ. ઉજાગરો કરાવવો નહિ. અજીર્ણ થવા દેવું નહિ, ટાઢે મરવા દેવું નહિ, રાત્રે ઉઘાડુ રાખવું નહિ. માંદા છોકરાંનો સંગ થવા દેવો નહિ. ને ઘરમાં લોમડાની ધૂણી કરવી ને શરીરની ગરમી સાચવવી.

ટાઢનો વખત ચાલતો હોય તો સુવાના ઓરડામાં ધીમા દેવ• દેવતાની સગડી સળગાવી ચાલુ રાખવી. તેમ સુકી રૂતુમાં હવા સુકી થઈ ગઈ હોય તો સગડી સળગાવી પાણીની વરાળ ઓરડામાં ઉત્પન્ન કરવી.

કેટલીક વખતે માબાપ નાનાં બાળકોને અણસમજુ છોકરાને તેડવા આપે છે. તેઓ ગફલતથી બાળકને પાડી નાંખે તો નુકશાન થવાનો ભય રહે છે. માટે છોકરાંને તેડવાનું કામ સોંપવું નહિ.

કેટલીક સ્ત્રીઓ બાળકને રમાડતાં રમાડતાં ઉછાળે છે તેથી પડી જાય તો કુમળાં હાડકાં મરડાઇ જાય છે ને ખોડ આવે છે.

બાળકને મંદવાડ માલમ પડે કે આળસમાં ને આળસમાં દિવસો જવા દેવા નહિ. પણ અનુભવી માણસોની સલાહ લઇ દવા કરવામાં ઢીલ કરવી નહિ.

ઋતુઓમાં ફેરફાર થાય વરસાદની હેલી થાય, અગર સખ્ત ગરમી પડે ત્યારે ખાસ બાળકની સંભાળ રાખવા ચુકવું નહિ.

દીવા દેવતા કે સગડી કે સ્ટવ પાસે બાળકને બેસવા કે રમવા દેવાં નહિ ને કદાપિ બાળકનાં કપડાં સળગી ઉઠે તો તુરત કામળો કે ગોદડી ઉપર લપેટીને ઓઢાડી દેવી કે તુરત ઓલવાશે કેટલાક લોકો પાણી રેડે છે તેના કરતાં તેને ઢાંકી દેવું ફાયદાકારક માલમ પડયું છે.

## પ્રકરણ ૯ મું.

## માબાપની ભૂલો અગર ગફલતો.

૧. રોગની પરીક્ષા કરાવ્યા સિવાય આડી અવળી દવા ન કરવી.

૨. દરેક દવા તેનો ગુણ જણાય તો પકડી રાખવી ને અવગુણ જણાય તો બંધ કરવી.

૩. દરેક દવાની અજમાયશ દી. ૩ તો કરવી જોઇયે. નહિ તો રોજરોજ દવા બદલવાથી ફાયદાને બદલે નુકસાન થાય છે.

૪. ઘરગતુ દવાથી મટતું ના હોય તો હોશિયાર વૈદની દવા કરાવા ચુકવું નહિ.

૫. વૈદે આપેલી દવા કેવી રીતે વાપરવી, તે સમજી લેવું. દવા અદલબદલ ના થાય તેની કાળજી રાખવી. શીશીમાં દવા પાણી જેવી હોય તો દરેક ફેરે દવા પાતી વેળા શીશી હલાવવી.

૬. વૈદને દેખાડો તે વખતે વૈદ પૂછે તે સાચી વાત કહેવી.

૭. માંદા બાળકને બહુ વાર ખવરાવવાની ભૂલ ન કરવી પણ જીવન શક્તિ સચવાય એટલું દુધજ ગરમ કરી ગાળીને આપવું.

૮. માબાપે બાળકના રોગમાં થતી ક્રિયાઓ તથા ઝાડા પેશાબ સંબંધી બાબતો ખાસ માતાએ ચોકસીથી જોઈ વૈદ પૂછે તેનો ખુલાસો કરવો. ઝાડો કેટલીવાર થાય છે. પાતળો છે કે જાડો ઝાડામાં શું નીકળે છે રંગ કેવો

છે ઉપર ફીણુ આવે છે, બાળકે શુ ખાધુ છે માતા શુ ખાય છે, તાવ આવતો હોય તો ચડ ઉતરનો છે, કેવી જાતનો છે પેટમાં ખળભળાટ થાય છે, આંતરડાં બોલે છે, વાછૂટ છે કે નહિ ઉંઘે છે કે નહિ વીગેરે બાબતથી વાકેફ થઇ વૈદ પાસે જવું.

કેટલીક વખતે શીઆળામાં ઘોડીઆ પાસે સગડીમાં કે ઠીકરામાં દેવતા ગરમી રહેવા મુકે છે, તે વખતે હીંદોળવાથી પવનના લીધે દેવતા સળગી ઘોડીયું સળગી જાય છે, તે બાબત ધ્યાનમાં રાખીને કામ લેવુ,

વળી માબાપો બાળકને ઠંડીમાં નવરાવે છે તેમ ન થવું જોઇયે, વળી ઘોડીયાનું ખોયું ખંખેર્યા વગર બાળકને સુવાડવું નહિ, ઠંડાં ઉઘાડાં કે ઉતરી ગએલો ખોરાક આપવો નહિ, કાન નાક કે છુંદણા છુંદાવાની ભૂલો કરવી નહિ.

કેટલીક વખત માબાપ બાળક માંદુ હોય તો દવા ન કરતાં દોરા–ધાગા–બાધાઓને ભૂત પ્રેતના વહેમ લાવી ભૂવા કે જોષીઓ પાસે જઇ વખત ગુમાવે છે, વળી કેટલી ક માતાઓ નજર બાંધે છે કુલડી ઉની કરી ને પર પાણી છાંટે છે ટુચકા કરે છે, આવી આવી ભૂલો દવા કરવાનો વખત ગુમાવે છે, ને પછી રોગ વધી જાય છે, ને પોતાનું અમુલ્ય બાળક ગુમાવે છે,

કેટલાક દવા કરાવે છે, પણ દવા શીશી અસરો કરે છે, રોગ વધે છે, દવા અવળી પડી છે અથવા લાવેલી દવા છોકરાના પેટમાં જાય છે કે નહિ તે સંબંધી કાળજી પૂર્વક ધ્યાન નહિ આપવાથી પણ જલદી રોગ મટતો નથી ને વૈદનો કે નશીબનો વાંક કાઢે છે. આ બધુ અજ્ઞાનપણાને લીધે થતી ભૂલોનું પરિણામ છે.

કેટલીક વખતે પુરૂષ મા ઉપર બધો આધાર રાખે છે ને મા મુર્ખ કે બીન કાળજીવાળી હોય તો પણ રોગ મટતો નથી. પુરૂષને પોતાનો ધંધો હોવાથી બાળકની સંભાળ રાખી શકાતી નથી, માટે બાળકની મંદગીમાં સ્ત્રી પુરૂષો બંનેએ ખાસ દેખરેખ રાખવી.

## પ્રકરણ ૧૦

દેશમાં બાળકોનું મરણ પ્રમાણ વધી ગયું છે, તેમાં પણ માબાપની ભૂલો રહેલી છે તેમાંની થોડી જણાવું છે.

૧. સ્ત્રી પુરૂષ કાચી ઉમરના હોવા છતાં પ્રજા થવાથી.
૨. ગર્ભાવસ્થામાં બે કાળજી રહેવાથી.
૩. યોગ્ય રીતે સુવાવડમાં બાળક નહિ સચવાયાથી.
૪. સારૂ દૂધ નહિ મળવાથી.
૫. ખોટા વહેમોથી.
૬. ઉપદંશ કે ક્ષય રોગી માબાપથી પ્રજા થઇ હોય તેથી.
૭. ચેપી રોગોનો અટકાવ નહિ થવાથી ને બે કાળજીથી.
૮. ગર્ભિણી સ્ત્રીઓની ગર્ભાકાળમાં વૈદકીય તપાસ નહિ રાખવાથી.
૯. પીયરમાં બાળકને તેડતાં મૂકતાં શરમને લીધે બાળક નહિ સચવાયાથી.
૧૦. સ્ત્રીઓને બાળક ત્રણ માસનું થયું ના હોય ને ગર્ભ રહેવાથી
૧૧. છોકરાં કેવી રીતે ઉછેરવા કે સાચવવાનું અજ્ઞાન હોવાથી.

વળી માબાપના જેવાં છોકરાં નીપજતાં નથી. તેમાં પણ માબાપની ભૂલ છે, નહિ તો કહેવત છે કે વડ જેવા ટેટા ને બાપ તેવા બેટા પાકવા જોઇયે, તે પાકતા નથી, એ પણ ભૂલ છે,

આ બાબત બીજે ઠેકાણે કેટલીક સૂચનાઓ આપી છે, તે પ્રમાણે વર્તે તો કુદરત ભૂલ નથી કરતી માણસજ કરે છે ને તેનું પરિણામ પોતે ભોગવે છે, માટે માણસો–એ તો કુદરતના નિયમ સમજી કુદરતને અનુકુળતાઓ કરી આપવાની છે, તે પ્રમાણે કરે તેને લાભ છે જૂઓ પશ્ચિમવાસીઓનાં બચ્ચાં,

## પ્રકરણ ૧૧ સું.

### બાળકોના અકસ્માત વખતે તાત્કાલીક ઉપાયો.

૧ બાળક પડી જવાથી ચામડી છોલાય તો તેલનું માલેશ કરવું,

૨ શીયાળામાં માવઠું થાય કે ટાઢ બહુ પડે તો તે વખતે બાળકને તેલમાં અજમો નાંખી ગરમ કરીને શરીરે ચોળવું,

૩. ઘા પડી લોહી નીકળે તો પાણીની ધાર કરવી અથવા ઘાસતેલ નું પેલ મુકવું અથવા રૂ બાળીને તેની ભૂકી ઘા ઉપર દબાવવી

૪ હાથ પગ ઉતરી જાય તો તુર્ત ચઢાવવા જવું.

૫ છોકરૂ દાજી ગયું હોય તો ચુનાના નીતરેલા પાણીમાં તલનું તેલ નાંખી ઘૂટી મલમ કરવો, થોડું દાઝયું હોય ને ચામડી બળી ગઇ ના હોય તો તેલનું પૂમડું બાંધવું.

૬. નાકમાં કંઇ બીયા કે ઠળીઓ પેસી ગયો હોય તો અડાયા છાણાની રાખ પાવલીભાર લેઇ ચાળી તેમાં બે ટીપાં આકડાનું દુધ નાંખી મિશ્ર કરી નાકે સુગાડવાથી છીંકો આવી પેઠેલી ચીજ નીકળી જશે અગર છીંકણી સુંઘાડવી. પછી નાકમાં ઘી ચોપડવું.

૭. કાનમાં કંઇ જીવડું પેશી ગયું હોય તો કાનમાં તેલ મુકવું.

૮. આંખમાં ઝુંક લાગી હોય અગર આંખ વાગવાથી લાલ થઇ હોય તો લોઢાની કડછીને લાલચોળ ગરમ કરો માંહી ઘી નાંખી બળેલા ઘીનાં પેલ કરી આંખે મુકવાં.

૯. એકદમ છોકરૂં પેટના દરદથી રોતું બંધ ના થાય તો પાપડીયો ખારો વાલ ૨ પાણીમાં નાંખી ચમચી બે પાણી પાવું.

૧૦ ઘાનું લોહી બંધ ના થતું હોય તો ફટકડી ઠંડા પાણીમાં નાંખી ઉપર ધાર કરવી.

૧૧ છોકરાના કે પોતાના કપડાં સળગ્યા હોય તો તુર્ત ગોદડું ઓઢાડી દેવું, ઓલવાઇ જશે,

૧૨ નસકોરી ફૂટી ગઇ હોય તો માથા ઉપર ઠંડુ પાણી રેડવું, અગર માથા ઉપર માટી ભીની કરી બાંધવી,

૧૩ આંખ એકદમ આવી હોય તો આંખમાં ધાવણ પાડવું,

**સમાપ્ત.**

# તૈયાર દવાની જાહેર ખબર

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દાદરની દવા | ૦-૪-૦ | ૯ | ચર્મની ગોળી ૫૦ | ૦-૯-૦ |
| ૨ | ખર્જવાની દવા | ૦-૮-૦ | ૧૦ | સુખરેચક ગોળી ૫૦ | ૦-૭-૦ |
| ૩ | ખસની દવા | ૦-૪-૦ | ૧૧ | દંતમંજન ડબી | ૦-૪-૦ |
| ૪ | લોહીવાની દવા | ૦-૪-૦ | ૧૨ | ગર્ભધારણ દવા | ૧-૦-૦ |
| ૫ | પ્રદરની દવા | ૦-૮-૦ | ૧૩ | ધાવણા બચ્ચાને | |
| ૬ | ઘસારવાની સોગટી | ૦-૪-૦ | | દૂધમાં પીવાની ભૂકી શી ૦૧ | ૦-૪-૦ |
| ૭ | મેંશની ડબી | ૦-૧-૦ | ૧૪ | ચોખ્ખું દીવેલ શી. ૧ | ૦-૭-૦ |

# પુસ્તક મળવાનાં ઠેકાણાં

| | |
|---|---|
| અમદાવાદ | માધુભાઇની મીલમાં સારંગપુર દરવાજા — મણીલાલ ઘેલાભાઇ વીજળીવાળા |
| મહેમદાવાદ | સોર્ટર કેશવલાલ ઘેલાભાઈ નાગરકુઈ ચકલે |
| કટોસણ ઇ. મહીકાંઠા | માસ્તર અમૃતલાલ ઘેલાભાઇ |
| વડોદરા | હરિપ્રસાદ ડાહ્યાભાઇ કાંપની પોસ્ટ ઓફીસ |
| સાદરા | કન્યાશાળાનાં મહેતીજી રેવા બેન |
| મુંબાઇ | ડા. કાન્તિપ્રસાદ અમૃતલાલ બેલાર્ડ સ્પીયર ફૂગ-તરોડ શેઠ મનજી નથુભાઈની ઓફીસમાં |
| વડોદરા | કારેલી બાગમાં પંડિત આનંદપ્રીયજી |